# રંગતરંગ

(ભાગ બીજો)

લખનાર—

જ્યોતીન્દ્ર હ. દવે

પ્રગટકર્તા—

ગાંડીવ સાહિત્ય મંદિર

હવાડિયો ચકલો

સુરત

મુદ્રક: પ્રકાશક

**નટવર મૂ. વીમાવાળા**

**ગાંડીવ સાહિત્ય મંદિર વતી—**

ગાંડીવ મુદ્રણાલય,

હવાડિયો ચકલો, **સુરત**







| | |
|---|---|
| આવૃત્તિ | પહેલી |
| સંવત | ૧૯૯૭ |
| સને | ૧૯૪૧ |
| કિંમત: | ૧-૪-૦ |

# પ્રસ્તાવના

પુસ્તક વાંચ્યા પછી કે પહેલાં પોતાને યોગ્ય લાગે એવી પ્રસ્તાવના વાચક પોતે લખી શકે તે ખાતર આ પાનું, વાચકના મગજ જેવું, કોરૂં રહેવા દીધું છે.

જ્યોતીન્દ્ર હ. દવે

# અનુક્રમણિકા

# રંગતરંગ.



જ્યોતીન્દ્ર હ. દવે.

[ ૧ ]

# શિખામણ

'એવી કઇ વસ્તુ છે જે સૌને આપવી ગમે છે, પણ લેવી ગમતી નથી?' મારા એક મિત્રે મને પૂછ્યું.

'ગાળ.' મેં જવાબ દીધો.

'હેં ? – હા – પણ હું બીજી વસ્તુ વિષે પૂછું છું.'

'બીજી તો એવી કોઇ પણ વસ્તુ નથી.'

'છે, વિચાર કરો.'

મેં વિચાર કર્યો, પણ મને કંઈ સૂઝયું નહિ.

'તું જ કહે, મને તો કંઇ સૂઝતું નથી.' આખરે કંટાળીને હું બોલ્યો.

'નથી સૂઝતું ? તમારા જેવા બુદ્ધિવાળા માણસને પણ આટલું નથી સૂઝતું ?'

'તારા ઉત્તમ અભિપ્રાય બદલ આભારી છું. પણ આવાં ઉખાણાંઓ પૂછવાની ને તેના જવાબ દેવાની મને ટેવ નથી. એવા બાલિશ ખેલોમાં મને આનંદ આવતો નથી. અને સાચું કહું તો તું પણ આવા આવા નકામા પ્રશ્નો પૂછીને મારો–આપણા બંનેનો–સમય

બગાડે છે તે મને ગમતું નથી. કોઈક અઠવાડિક કે માસિકમાં વાંચીને આ પ્રકારના પ્રશ્નો પૂછવાની વધતી જતી પ્રથા સામે મારો સખ્ત વિરોધ છે. દરેક સ્થળે હું મારી બુદ્ધિની કસોટી કરાવવા તૈયાર હોતો નથી, એ સામાન્ય વાતનું વિસ્મરણ તમને બધાને કેમ થતું હશે તે મારાથી સમજાતું નથી. અને તું આવા છંદમાં પડીને તારી જિંદગી બરબાદ કરી રહ્યો છે, તેના કરતાં કોઇક સારી નોકરી શોધી કાઢી તારૂં ચિત્ત તે પર ચોંટાડે તો તને ને તારા કુટુંબને–અને મારા જેવા તારા મિત્રોને પણ–લાભ થશે. 'ક્રૉસ વર્ડ્ઝ પઝલ' 'ખૂટતા શબ્દો શોધવાની હરીફાઇ', 'શહેર ને ગામનાં, જનાવરનાં ને લેખકનાં, નામ શોધવાની હરીફાઇ' 'સિનેમા એક્ટ્રેસનાં નામ (ને બને તો ઠેકાણાં) શોધવાની હરીફાઇ;' ઇત્યાદિ ઇત્યાદિ હરીફાઇને લીધે કેટલાક જુવાનો ગાંડા થઈ ગયા તે તું જાણે છે? તારી આ ટેવ છોડી દે, નહિ તો થાણે જવાનો વખત આવશે, ને ભાભી બિચારાંની શી દશા થશે તે હું કલ્પી શકતો નથી. એક મિત્ર તરીકે મારે તને શિખામણ આપવી જોઇએ કે—'

'બરાબર, બરાબર.' ઉત્સાહમાં આવીને એ બોલ્યો: 'તદ્દન ખરી વાત.'

'તારે ફાવે તો મજાક કર, પણ ખરી જ વાત છે. હું ખોટું કહેતો જ નથી. મારી શિખામણ હંમેશાં અનુભવ પરથી જ ઘડાએલી હોય છે.'

'હું તમારી શિખામણ માટે નથી કહેતો.'

'ત્યારે ?'

'મારા સવાલનો જવાબ મળી ગયો. પેપરવાળાની વાત તદ્દન ખરી છે.'

'તું શું કહેવા માગે છે તેજ હું સમજી શકતો નથી.'

'તમે મને હમણાં શું આપ્યું?'

'કશું નહિ. પણ હવે કંઇક—તમાચા જેવું—આપવાનું મન થાય છે ખરૂં.'

'કેમ, તમે કહ્યું ને કે એક મિત્ર તરીકે—'

'હા, એક મિત્ર તરીકે મેં તને શિખામણ આપી.'

'બસ તે જ.'

'બસ તે જ એટલે શું?'

'એ જ મારા પ્રશ્નનો જવાબ.'

'કયા પ્રશ્નનો?'

'મેં પહેલાં પૂછ્યો હતો ને, તે. એવી કઇ વસ્તુ છે જે સૌને આપવી ગમે છે, પણ લેવી ગમતી નથી. એ સવાલનો જવાબ તે શિખામણ.'

'હજી યે તારા મગજમાં એ જ વાત રમી રહી છે?'

'પણ કંઇ ખોટું છે? જુઓની, તમે જ કેવા મને શિખામણ આપવા મંડી પડયા!' કહી એ હસી પડયો.

શિખામણ એ એવી વસ્તુ છે કે આપણે અજાણ્યે પણ એ સામા મનુષ્યને આપવા મંડી પડીએ છીએ. મેં પોતે જાણ્યે-અજાણ્યે અન્ય મનુષ્યોને આપેલી શિખામણો ભેગી કરી પુસ્તકાકારે પ્રસિદ્ધ કરૂં ને પછી હું એ વાંચી જાઉં તો મારી સર્વદેશીય વિદ્વત્તાથી હું ચકિત થઇ જાઉં. થોડાક વિષયો વિષે હું થોડુંક જાણું છું, ઘણા વિષયો પરત્વે હું કેવળ અજ્ઞ છું. છતાં કોઇ પણ બાબતમાં મેં કોઇકને પણ શિખામણ નહિ આપી હોય એમ સોગંદપૂર્વક કહેવા હું તૈયાર નથી.

થોડા દિવસ પર મારી પાસે સ્થાનિક પાંજરાપોળ માટેના ફંડમાં પૈસા ભરાવવા બે ગૃહસ્થો આવ્યા હતા. એમના ફંડમાં મેં એક પણ પૈસો ભર્યો નહિ, પણ ફંડ શી રીતે

ઉઘરાવવું, એની વ્યવસ્થા કેવી રીતે કરવી, એનો હિસાબ શી રીતે રાખવો એ વિષે મેં કોઈ કલાક સુધી એમને શિખામણ આપી. એ બે ગૃહસ્થોએ પણ પરોપકારવૃત્તિથી પ્રેરાઈ મારી તબિયત સુધારવા માટે, તેમજ 'મેનિન્જાઇટિસ' શહેરમાંથી શી રીતે દૂર થઈ શકે તે વિષે કલાકેક પ્રવચન કર્યું. ફંડો ઉઘરાવવાનો અથવા ઉઘરાવેલાં ફંડો (હિસાબ સહિત કે હિસાબ વિના) રાખવાનો મને જરા પણ અનુભવ નથી, અને 'મેનિન્જાઇટિસ'નું નામ પણ હમણાં જ વર્તમાનપત્રમાં પેલા બે ગૃહસ્થોએ વાંચ્યું હતું. શિખામણ આપવા માટે અનુભવની જરૂર નથી—જરૂર માત્ર એકાદ સાંભળનારની છે.

શિખામણ આપવી એ આપણો જન્મસિદ્ધ હક છે. નાનપણથી જ એ વૃત્તિ વિકાસ પામે છે. જુવાનિયાઓ વૃદ્ધોને શિખામણ આપવા જાય છે ત્યારે વૃદ્ધો રોષે ભરાય છે, પરંતુ નાનાં બાળકો પણ મોટેરાઓને શિખામણ આપવાના શોખીન હોય છે. હમણાં જ, માથે હાથ દઇ લેખ લખવાના વિચારથી હું બેઠો હતો તે વેળા, પાસે ઊભેલી એક પાંચ વર્ષની છોકરીએ મને શિખામણ આપી: 'માથે હાથ ન દઇએ. માથું દુઃખતું હોય તો પેનબામ ઘસો, સોજો આવ્યો હોય તો બાંયરસો ચોપડો.'

શિખામણ આપવાની વૃત્તિ એ પરોપકારવૃત્તિનો જ એક પ્રકાર છે. મનુષ્યજાત સ્વાર્થી છે એમ કેટલાક કહે છે, પણ એ અન્યાય્ય મિથ્યારોપ છે. મનુષ્ય જન્મથી જ પરોપકારી છે. બીજાને માટે કંઇક કરવું એવી એને હંમેશ ઇચ્છા હોય છે. પોતાની પાછળ જગતમાં કંઇ મૂકતા જવું—કીર્તિ, પ્રતિષ્ઠા, પૈસો, પુસ્તકો કે છોકરાં—એવી એને અભિલાષા હોય છે. સર્વ પ્રકારનાં દાનોમાં જ્ઞાનનું દાન શ્રેષ્ઠ ગણાય છે અને શિખામણ દ્વારા જ્ઞાનનું

દાન થઈ શકે છે. પોતાની પાસે ન હોય તેનું દાન ન થઈ શકે એવા સિદ્ધાંતનો એ અપવાદ છે. જ્ઞાન એવી વસ્તુ છે કે પોતાની પાસે એ હોય કે ન હોય તોપણ એનું દાન થઈ શકે છે.

સામાન્ય રીતે દરેક મનુષ્યને શિખામણ આપવી ગમે છે. પરોપકારવૃત્તિ ઉપરાંત એનાથી એની અહંવૃત્તિ પણ સંતોષાય છે. શિખામણ આપનાર મનુષ્ય વગર મહેનતે—અથવા જીભની થોડી મહેનતે—ઉચ્ચતાને પહોંચે છે. અન્યને શિખામણ આપતી વેળા 'હું કંઈક છું' એમ મનુષ્યને લાગે છે. 'હું ન હોત તો આ બિચારાનું શું થાત?' એમ એને થાય છે. શિખામણ આપતી વેળા આપણને જીવનનું ધ્યેય સમજાય છે. આપણા અવતાર વિના જગતમાં થોડાક મનુષ્યો રવડી મરત એમ તે વેળા આપણને સમજાય છે. આપણો અનુભવ (ખરો કે કલ્પિત) એળે નથી ગયો એવી પ્રતીતિ થાય છે. જગતમાં આવીને આપણે અંધારે અથડાયા, ખાડામાં પડયા, ઠોકરો ખાધી, ધપ્પા ખાધા પણ એ સર્વ વ્યર્થ નથી ગયું; બીજાને શિખામણ આપી અંધારાનું અજવાળું શી રીતે કરવું, ખાડામાં પડતાં શી રીતે બચવું, ઠોકર ને ધપ્પાથી દૂર શી રીતે રહેવું એ આપણે સમજાવી શકીએ છીએ એથી આપણી ભૂલો ને આપણાં સંકટોનું અને સાથે સાથે આપણું પોતાનું પણ મહત્ત્વ વધી જાય છે.

કોણે કોને ને કયારે શિખામણ આપવી એના કંઈ નિયમો નથી. સામાન્ય રીતે વૃદ્ધ, અનુભવી અને વિદ્વાન પોતાનાથી નાનાં, બિનઅનુભવી કે અજ્ઞોને શિખામણ આપે એમ આપણે માનીએ છીએ, પરંતુ વસ્તુતઃ એમ નથી. મેં ઉપર કહ્યું તેમ મેં લગભગ દરેક બાબતમાં ઘણાંને શિખામણ આપી છે. મેં ઘણી વેળા ડૉક્ટરને—ને તે પણ હોશિયાર ગણાતા ડૉક્ટરને—મને કઈ દવા એણે આપવી તે વિષે વણમાગી શિખામણ આપી છે. મારે

ક્યા વિષય પર ને કેવી રીતે લેખ લખવા તે વિષે સાહિત્યથી અનભિજ્ઞ એવા અનેક મનુષ્યોએ મને અનેક વાર શિખામણ આપી છે. કન્યા ન મળવાને કારણે આજીવન નૈષ્ઠિક બ્રહ્મચર્ય સેવનારાઓ કઇ કન્યાની પસંદગી કરવી ને લગ્ન ક્યારે કરવાં તે વિષે શિખામણ આપવા ઉત્સુક બનતા મેં જોયા છે. 'વિટામિન'નું નામ પણ જેણે સાંભળ્યું નથી, દૂધ, વાલ, બટાકા, કોળું, કેળાં, દહીં વગેરેના શા ગુણ છે તેની વૈદકીય દૃષ્ટિએ ચર્ચા, કરી તો શું પણ, થતી યે જેણે સાંભળી નથી એવો મારો ઘાટી મારે શું ખાવું ને શું ન ખાવું તેની વારંવાર શિખામણ આપે છે. વહુના પર કેમ દાબ રાખવો તે વિષે વાંઢાઓ ને છોકરાં કેમ ઉછેરવા તે વિષે સંતતિ વગરનાંઓ સૌથી વધારે સલાહ આપે છે એ સામાન્ય અનુભવની વાત છે. આમ શિખામણ આપવામાં યોગ્યાયોગ્યનો વિચાર કરવાનો હોતો નથી, તેમજ સ્થળકાળનો વિચાર પણ એ વિષયમાં કરવાની જરૂર નથી.

પરંતુ માનવસ્વભાવ એવો અવળચંડો છે કે શિખામણ આપવી સર્વને ગમે છે, પણ શિખામણ લેવી કોઇને ગમતી નથી. આપણો સ્વભાવ જ એવો છે કે કોઇ આપણને અમુક કાર્ય કરવાની સલાહ આપે, તો તે કાર્ય, આપણને ગમતું હોય તો યે, પ્રથમ તો નહિ જ કરવું એવો આપણે નિશ્ચય કરીએ છીએ. જેટલી શિખામણ અપાય છે તેટલી શિખામણ લેવાતી હોત, તો જગત અત્યારે એવી ભૂમિકાએ પહોંચ્યું હોત કે કોઇને કોઈ પણ પ્રકારની શિખામણ આપવાલેવાની જરૂર જ ન રહી હોત.

બહાર ફરવા જવું ઘણું સારૂં છે ને મને એ ગમે પણ છે. છતાં બહાર ફરવા જવા વિષે મને એટલી વાર ને એટલા મનુષ્યો તરફથી શિખામણ આપવામાં આવી છે કે હું કદી ફરવા જઇ શકતો જ નથી. મારૂં શરીર સુધારવાની, બને તો પહેલવાન

જેવું કરવાની મને સ્વાભાવિક રીતે જ ઇચ્છા હોય, પરંતુ એ વિષે વારંવાર શિખામણ સાંભળીને હું હવે મારા શરીર વિષે કેવળ ઉપેક્ષાવૃત્તિ રાખતો થઇ ગયો છું.

મારી પાસે એક જૂનો પણ ઘણો સરસ શબ્દકોશ છે. અવિભક્ત કુટુંબમાં કલહ થઇ ધીરે ધીરે ભાઇઓ છૂટા પડતા જાય, તેમ એનાં પાનાં દહાડે દહાડે છૂટાં થતાં જાય છે. એ 'દળદાર થોથા'ને બંધાવવા માટે મેં બહાર કાઢયો. મારા એક મિત્રે એ જોયો ને કહ્યું: 'તમે આ બંધાવતા કેમ નથી ? જુઓની, પાનેપાનાં છૂટાં થઇ ગયાં છે.'

'જોઇશ.' મેં જવાબ દીધો ને બંધાવવાનો વિચાર માંડી વાળ્યો.

થોડા વખત પછી એ બંધાવવા માટે લઇને હું બહાર નીકળ્યો. રસ્તામાં એક ઓળખીતો મળ્યો. એણે એ પુસ્તક જોયું ને કહ્યું: "તમે એ બંધાવો. બહુ સરસ 'ડિકશ્નરી' છે. કહો તો મારો એક ઓળખીતો કાગદી છે તેને ત્યાં આપી આવું."

મેં જવાબ દીધો: 'ના રે! એ બંધાવવા જેવી ચોપડી નથી. બહુ જૂની થઇ ગઇ છે.' ને હું એમ ને એમ ઘેર પાછો ફર્યો. ત્યાર પછી ત્રણેક વાર એ બંધાવવા માટે મેં વિચાર કર્યો પણ મિત્રોની શિખામણ મળતાં હું એ હજી બંધાવી શકયો નથી.

જગત પર વૈરાગ્ય આણવા માટે ગુરુ પાસે જવાની વેદાંતીઓ સલાહ આપે છે તેનું કારણ કદાચ આ જ હશે. ગુરુ દિવસ ને રાત શિષ્યને સલાહ આપી આપીને તેને એટલો કંટાળો આપતા હશે કે થોડા જ વર્ષમાં એને આખી દુનિયા પર વૈરાગ્ય આવી જતો હશે. શિખામણ આપતી વેળા જેમ આપણે ઉચ્ચતાનો અનુભવ કરીએ છીએ તેમ શિખામણ સાંભળતી

વેળા આપણને લઘુતાનું ભાન થાય છે. શિખામણ આપવી એ જેમ આપણી જન્મસિદ્ધ વૃત્તિ છે, તેમ શિખામણ ન સાંભળવી એ પણ જન્મસિદ્ધ વૃત્તિ છે. મોટપણે કેળવેલી એ વૃત્તિ નથી, પણ નાનપણથી જ શિખામણ ન સાંભળવાની આપણામાં વૃત્તિ હોય છે. 'કાદવમાં ન રમીશ ને કેળું ન ખાઇશ' એમ બાળકને કહેવું તે એને કાદવમાં બોળીને કેળું ખાવાને ઉશ્કેરવા જેવું જ છે એમ એક કવિએ બાલસ્વભાવનું ચિત્ર આલેખતાં કહ્યું છે તે સત્ય છે, પણ અપૂર્ણ છે. એ સ્વભાવ બાલકનો જ નથી, સમસ્ત માનવજાતિનો છે. મળેલી શિખામણથી વિરુદ્ધ આચરણ રાખવાની વૃત્તિવાળો બાલક જુવાની કે ઘડપણમાં પણ એવે ને એવે જ સ્વરૂપે જીવન્ત રહે છે.

આમ છતાં કેટલીક વાર વિશિષ્ટ સંજોગોમાં આપણે શિખામણ લેવા તૈયાર થઇએ છીએ, ત્યારે આજુબાજુથી જુદા જુદા પ્રકારની શિખામણોનો એવો મારો ચલાવવામાં આવે છે, કે આપણે કિંકર્તવ્યતામૂઢ થઇ જઇએ છીએ. એક જ વિષય પર એટએટલી જાતની સલાહ મળે છે કે હવે આમાંની કઇ સલાહ પ્રમાણે ચાલવું તે વિષે પાછી કોઇની સલાહ લેવા જવું પડે છે.

મારા એક પરણેલા મિત્ર છે. તેમને ને તેમની પત્ની બંનેને શિખામણ આપવાનો ભારે શોખ છે. એક જ સમયે ને એક જ વિષય પર તેઓ બંને એક સાથે મને સલાહ આપવા મંડી પડે છે. પરંતુ દુર્ભાગ્યે બંનેની સલાહ એકબીજાથી કેવળ વિરુદ્ધ પ્રકારની હોય છે. આથી હું ગૂંચવાડામાં પડી જાઉં છું, અને મિત્રની સલાહ માની મિત્રપત્નીને ગુસ્સે કરવાં કે મિત્રપત્નીની સલાહ માની મિત્રનો રોષ વહોરી લેવો તે મારાથી સમજાતું નથી. આખરે હું કોઇની પણ સલાહ માનતો નથી, ને

'આ તેં એમને આમ કહ્યું માટે જ મારી સલાહ ન માની' એમ મિત્ર પોતાની પત્નીને, ને એમનાં પત્ની 'તમે મારી વાત કબૂલ ન કરી તેમાં જ એમણે મારું કહ્યું ન માન્યું" એમ પોતાના પતિને ફરિયાદ કરતાં કહે છે અને પછી એવાં વાગ્યુદ્ધ પર ઊતરી પડે છે, કે વરવહુએ સલાહસંપથી શી રીતે રહેવું એ વિષે મારે એ બંનેને સલાહ આપવી પડે છે!

આલંકારિકોએ શિખામણ ત્રણ પ્રકારની ગણાવી છે. કેટલીક શબ્દપ્રધાન, ઇશ્વરાજ્ઞા કે શાસ્ત્રવિધિ જેવી; કેટલીક અર્થ-પ્રધાન, મિત્રાદિકનાં વચન જેવી; ને કેટલીક રસપ્રધાન, પ્રિયતમાની વાણી સમી. એમાંની રસપ્રધાન શિખામણો લેવી ઘણાને ગમે છે. ઇશ્વરની કે શાસ્ત્રની પેઠે ઉચ્ચતાના આસન પરથી અપાતી ગર્વભરી શિખામણો આપણને ક્રોધાવિષ્ટ બનાવે છે, અને તેની વિરુદ્ધ આચરણ કરવાનું આપણને મન થાય છે. મિત્રની પેઠે સમાનતાની પદવી પરથી અપાતી શિખામણોને આપણે હસી કાઢીએ છીએ ને થોડા વખતમાં ભૂલી જઇએ છીએ. લોલવિલોલ નયનો, સસ્મિત વદન ને મોહક ઓષ્ઠસંપુટ વડે અપાતી પ્રણયોર્મિભરી શિખામણો આપણે સહર્ષ સ્વીકારીએ છીએ. સ્ત્રીની શિખામણ સૌથી વધારે કાર્યસાધક નીવડે છે તેનું આ જ કારણ છે. પ્રભુભક્તિ ને સુહૃત્પ્રેમની ભાવના ઓસરતી જાય છે ને સ્ત્રીસન્માનની વૃત્તિ વધતી જાય છે એવા આ યુગમાં ઇશ્વરાજ્ઞા કે મિત્રોપદેશ કરતાં સ્ત્રીની શિખામણ વધારે માનવા જેવી લાગે એમાં શી નવાઇ?

પરંતુ અનેક શિખામણો લઇને ને આપીને મને હવે એમ લાગે છે, કે સૌને આપી શકાય ને સૌથી લઈ શકાય એવી શિખામણ એક જ છેઃ 'કોઇને શિખામણ આપવી નહિ ને કોઇની શિખામણ લેવી નહિ.'

[ ૨ ]

# અજ્ઞાન

કહેવાય છે કે જ્ઞાનને સીમા નથી, પરંતુ ખરૂં જોતાં અજ્ઞાનને સીમા નથી. વસ્તુને સીમા હોય, વસ્તુના અભાવને કદી હોય? કોઇ પણ મનુષ્યનુ કોઇ પણ વિષય પરત્વેનું જ્ઞાન કેટલું છે તે જાણી શકાય, પરંતુ એના અજ્ઞાનનું જ્ઞાન કોઇને થઈ શકે નહિ. જ્ઞાનને સીમા નથી એમ કહેનારનું જ્ઞાન ઘણું જ સીમાબદ્ધ–મર્યાદિત હશે. વસ્તુતઃ એ વાક્યનો અર્થ અજ્ઞાનને સીમા નથી એટલો જ સમજવાનો છે. કોઈ પણ મનુષ્યને જે વિષયનું વધારેમાં વધારે જ્ઞાન હોય તે વિષયમાં પણ એણે મેળવેલા જ્ઞાન કરતાં એને મેળવવાનું જ્ઞાન ઘણું વધારે બાકી હોય છે. અર્થાત્ જે વિષયમાં એ પારંગત ગણાતો હોય તે વિષયમાં પણ એનું જ્ઞાન મર્યાદિત અને અજ્ઞાન નિઃસીમ હોય છે. જ્યોતિષ-શાસ્ત્ર, વાયુચક્રશાસ્ત્ર, નૃવંશવિદ્યા, કૃષિશાસ્ત્ર, હયવિદ્યા, ગજશાસ્ત્ર ઇત્યાદિ વિષયના પ્રખર નિષ્ણાતોના જ્ઞાન સાથે મારા તે વિષ-

યના અજ્ઞાનની તુલના કરતાં તેમનું જ્ઞાન કંઇ વિસાતમાં નથી. તત્વદષ્ટિએ જોતાં જ્ઞાન હંમેશાં મર્યાદિત અને અજ્ઞાન નિર્મર્યાદ છે. જ્ઞાન એ તો અજ્ઞાનને માપવાની ફુટપટી માત્ર છે–અને તે યે નિષ્ફળ સાધન.

જ્ઞાનનો ઉદય થતાં જગતનું ભાન જતું રહે છે, એમ તત્ત્વવેત્તાઓ કહે છે તે પણ એટલું જ દર્શાવે છે કે જગતમાં અજ્ઞાનનો અભાવ થતાં આકર્ષણ જેવું કાંઇ જ રહેતું નથી. અજ્ઞાન વડે જ જગતનો વ્યવહાર ચાલે છે. પરમ જ્ઞાનમૂર્તિ ઇશ્વરે આપણને અજ્ઞાનની બક્ષીસ કરી છે. એ પોતે આપણાથી અજ્ઞાત રહ્યો છે. આપણા પોતાના જીવન વિષે એણે આપણને અજ્ઞ રાખ્યા છે. આપણને જે જે વસ્તુ ને વિષય સાથે સંપર્ક છે તે તે સર્વ બાબતમાં એણે આપણને અજ્ઞાની રાખ્યા છે. જગતનાં પ્રથમ સ્ત્રીપુરૂષે જ્ઞાનનો આસ્વાદ લીધો તેટલા માટે એણે સ્વર્ગમાંથી તેમને ધકેલી કાઢી આખી માનવજાતને મૃત્યુની શિક્ષા કરી તે શું સૂચવે છે? ઇશ્વર આપણે અજ્ઞાની રહીએ એમ ઇચ્છે છે.

અને ઈશ્વરી બક્ષીસ કદી પણ દુઃખદાયક હોય? સંતોષી કરતાં પણ અજ્ઞાની વધારે સુખી છે. જ્ઞાન એટલે જ દુ.ખ. જેમ સ્વસ્થતાનું આપણને સામાન્યતઃ ભાન હોતું નથી, પણ અસ્વસ્થતાનું જ ભાન થાય છે, જેમ ઇંદ્રિયોના અકુંઠિત વ્યાપાર વખતે કોઇ પણ પ્રકારનું સંવેદન આપણને થતું નથી, પરંતુ એ વ્યાપારમાં કોઈ પણ પ્રકારનો અવરોધ આવતાં તરત જ સંવેદન થાય છે, તેમ અજ્ઞાન સ્થિતિમાં દુઃખની લાગણી થતી નથી, પણ જ્ઞાનની દશામાં જ દુઃખાનુભવોનો સંભવ રહે છે. બેભાન થયેલા માણસને કાંઇ પણ શારીરિક કષ્ટ થતું નથી–લાગતું નથી તેનું આ જ કારણ છે. શસ્ત્રક્રિયાને પ્રસંગે ડોકટરો દર્દીને

પહેલાં ક્લૉરોફૉર્મ કે અન્ય ઉપચારથી પ્રથમ બેભાન બનાવે છે, અને પછી જ શસ્ત્રપ્રયોગ આદરે છે; તો કુશળમાં કુશળ ડૉક્ટર એવો પરમેશ્વર મનુષ્યને કોઇ પણ પ્રકારનો દુઃખાનુભવ ન થાય તેટલા માટે તેને સર્વદેશીય અજ્ઞાન બક્ષે એમાં શી નવાઇ ?

બાળકને આપણે પ્રભુના પયગમ્બર માનીએ છીએ. પણ પ્રભુના એ પયગમ્બરોનો સંદેશ ઝીલવા આપણે કદી પણ તત્પરતા બતાવતા નથી, એટલું જ નહિ, પણ એ સંદેશ શો તે જાણવાની પણ પરવા કરતા નથી. બાળક આપણને અજ્ઞાન કેળવવાનો સંદેશ આપે છે. બાળકને જ્ઞાનપ્રાપ્તિ તરફ કેટલો અણગમો હોય છે, નિશાળે જતાં બાળકને કેટલું દુઃખ થાય છે એ સર્વવિદિત છે. સંતપુરુષો સ્વર્ગમાં જવા માટે આપણને બાળક જેવા બનવાનું કહે છે. તેનો અર્થ પણ એટલો જ થાય છે કે બાળક જેવા જ્ઞાનવિહોણા બનો. 'આ વિષયમાં એ બાળક જેવો છે' એ વાક્યમાં બાળક શબ્દનો અર્થ પણ, લક્ષણાવ્યાપારથી, અજ્ઞ થાય છે એ પણ બાળકના અજ્ઞાનનું જ સૂચક છે.

આપણા સંપર્કમાં આવનારી વ્યક્તિઓ અને વિષયો પરત્વેનું અજ્ઞાન જ આપણા સર્વ સુખનું મૂળ છે. ઘરના બનાવો કરતાં બહારના આપણું વધારે ધ્યાન ખેંચે છે તેનું કારણ પણ કદાચ આ જ હશે. અમેરિકાના એક ખૂણામાં આવેલા ઘરમાં શો ગોટાળો ચાલે છે તે જાણવાથી આપણને ઝાઝું નુકસાન નથી, પણ આપણા ઘરમાં ચાલતા ગોટાળાનું જ્ઞાન આપણને અવશ્ય દુઃખકર થવાનું. આપણા સંબંધમાં આવનારી સર્વ વ્યક્તિઓનું આપણને સંપૂર્ણ જ્ઞાન થાય અને આપણા વિષે તેમને સંપૂર્ણ જ્ઞાન થાય તો પછી સારા જગતનો મહાપ્રશ્ન એક જ રહે; આખી દુનિયાએ આપઘાત ક્યાં ને કેવી રીતે કરવો ?

અને અજ્ઞાનમાંથી કેટકેટલી ઉપયોગી ને લલિત કલાઓ જન્મી છે? બડાઇ મારવાની કલા, સાહિત્યાદિની સર્જનકલા, વર્તમાનપત્ર તથા સામયિકો ચલાવવાની કલા, રાજ કરવાની ને રાજભક્તિ દાખવવાની કલા, જ્ઞાની હોવાનું પ્રદર્શન કરવાની કલા ઇત્યાદિ વિવિધ કલાઓનું પ્રભવસ્થાન અજ્ઞાન જ છે.

સાહસ, શૌર્ય, પ્રગલ્ભતા, વાક્પટુતા, આત્માભિમાન ઇત્યાદિ સદ્ગુણો પણ અજ્ઞાનમાંથી જ ઉત્પન્ન થાય છે. ભયસ્થાનના અજ્ઞાનને લીધે જ ઘણી વાર શૌર્ય દર્શાવી શકાય છે. પરિણામના અજ્ઞાનને લીધે જ સાહસ અથવા શૌર્યનો અવકાશ રહે છે. આસપાસની પરિસ્થિતિ અથવા વાતાવરણના અજ્ઞાનને લીધે પ્રગલ્ભતા કેળવી શકાય છે. સામે ગમે એવો મોટો માણસ આવ્યો હોય, પછી ભલે તે વડો વજીર હોય કે ખુદ બાદશાહ હોય–પણ તે કોણ છે તેનું જ્ઞાન ન હોય તો તેની સાથે તોછડાઇથી નહિ, તો શરમાયા કે ગભરાયા વગર તો નિરાંતે વાત થઇ શકે છે. શ્રોતાઓ ગમે તેટલા કંટાળી ગયા હોય, વક્તાને બેસાડી દેવા તાળીઓ પર તાળી પાડતા હોય છતાં વક્તા, શ્રોતા કંટાળ્યા છે એમ જાણે નહિ, અને તાળીઓ આ બધા મારા પર ખુશ થઇને પાડે છે એમ માને તો જ એ પોતાનું વ્યાખ્યાન આગળ ચલાવી શકે. સામાન્ય રીતે મનુષ્ય પોતાને માટે ઉંચો અભિપ્રાય પણ, બીજા મનુષ્યો એને માટે શું ધારે છે અને કહે છે એ વાતથી અજ્ઞ રહે તો જ, રાખી શકે છે.

વેદાંતીઓ માયાને જગતના ઉપાદાન કારણરૂપ માને છે. તે યુક્ત છે. માયા એટલે અજ્ઞાન અને અજ્ઞાન તથા અસત્ય એ બે પૈડાં પર જ જગતનો રથ ચાલે છે. જગતમાં અન્યાય, ક્રુરતા, દુઃખ, ઇર્ષ્યા, કલહ, કંકાસ ઇત્યાદિ એટલાં ભરેલાં છે, કે એ સર્વથી વિમુખ રહીને અજ્ઞાન સેવનારા મનુષ્યો જ સુખી થઇ

શકે—અન્ય નહિ. માર્ક ટ્વેને એક સ્થળે કહ્યું છે કે: "At forty a man is either a pessimist or a fool" (ચાળીશ વર્ષની વયે મનુષ્ય કાં તો નિરાશાવાદી બને છે અથવા તો મૂરખો હોય છે) એ કથન પણ ઉપર્યુક્ત વસ્તુનું જ સમર્થન કરે છે. ચાળીશ વર્ષની ઉંમરે સંસારના અનેક અનુભવે ઘડાઇ માણસ ડાહ્યા થાય, અને ડાહ્યો થાય એટલે નિરાશાવાદી બને. પણ જો તે મૂરખો હોય તો ડાહ્યો ન થાય અને તેથી નિરાશાવાદી પણ ન થાય. ડાહ્યા બની, નિરાશાવાદી બની, દુઃખનો અનુભવ કરવો તે કરતાં મૂરખા રહી આનંદ ભોગવવો એ એમાં શું વધારે સારૂં છે તે કહેવાની જરૂર નથી.

એક રીતે જોઇએ તો પરમ જ્ઞાની ને પરમ અજ્ઞાની બંને સરખા જ છે. બંનેને કાંઈ પણ કર્તવ્ય કરવાની જરૂર નથી, બંને સર્વ પ્રકારના વિધિનિષેધથી પર છે. બંને પોતપોતાના આનંદમાં મસ્ત રહે છે. બંનેએ આત્મરતિ કેળવેલી હોય છે. આત્માથી વ્યતિરિકત એવી કોઈ પણ વસ્તુનો તેઓ વિચાર કરતા નથી. બંને સર્વ પ્રવૃત્તિઓનો ત્યાગ કરી નિવૃત્તિનું સેવન કરે છે. કાંઇ ફેર હોય તો એટલો જ છે કે જ્ઞાનીને ઘણા અનુભવો મેળવ્યા પછી, જગતનાં અનેક ધપ્પા ખાધા પછી, પરમ જ્ઞાનનો માર્ગ સાંપડે છે, પરંતુ અજ્ઞાનીને તો કાંઈ પણ મહેનત વિના, કોઇ પણ જાતના સંકટ કે દુઃખ વિના જ એ સિદ્ધિ મળે છે. મહાપરિશ્રમે, અનેક દુઃખાનુભવ પછી, બહુ જન્મને અંતે જ્ઞાનમાર્ગ વડે મળનારી સિદ્ધિ વિના પ્રયત્ને એ જ જન્મમાં સુખથી મળી શકતી હોય તો જ્ઞાનના માર્ગ કરતાં એ અજ્ઞાનનો માર્ગ જ વધુ ગ્રાહ્ય છે, એ વાત જ્ઞાની કે અજ્ઞાની કોઇને કહેવાની જરૂર નથી. જ્ઞાની પોતાની મેળે જ સમજી જશે, અજ્ઞાનીને કોઇ પણ રીતે સમજાવી શકાશે નહિ.

જ્ઞાન કરતાં અજ્ઞાન વધારે ઉપકારક ને ઉત્કૃષ્ટ છે એમ જ્ઞાનીઓ પણ પોતાના વર્તનથી, અલબત્ત અજાણ્યે જ, સિદ્ધ કરે છે. ગમે તેવો જ્ઞાની માણસ પણ 'હું તો બાળક છું. મારે હજુ તો જ્ઞાન મેળવવાનું બાકી છે.' એમ કહેવામાં ગર્વાનંદ અનુભવતો હોય એમ લાગે છે. ન્યૂટને ગુરુત્વાકર્ષણનો નિયમ શોધી કાઢયો તે કરતાં યે એણે 'હું જ્ઞાનોદધિના કિનારા પર છીપોલીઓ વીણી રહ્યો છું.' એવું પોતાના અજ્ઞાનનું સૂચક વાક્ય કહ્યું તે પરથી એને વધારે માન મળે છે. આમ જ્ઞાનને પણ માન મેળવવા ખાતર, સારા દેખાવા ખાતર, અજ્ઞાનનું આવરણ ઓઢવું પડે છે. જ્ઞાનને અજ્ઞાનનો આમ વેશ લેવો પડે છે તે શું દર્શાવે છે?

આથી ઊલટું, અજ્ઞાન જ્યારે જ્ઞાનનો ઢોંગ કરે છે ત્યારે એના જેવું હાસ્યાસ્પદ બીજું કાંઇ જ લાગતું નથી. જ્ઞાન એવી પારદર્શક વસ્તુ છે કે ઘણી વાર એ પોતે અદૃશ્ય રહીને પોતાની પાછળ રહેલા અજ્ઞાનનું દર્શન કરાવી દે છે. જ્યારે જ્ઞાનીઓ અજ્ઞાની ગણાવામાં ગૌરવ ને મહત્તા માને છે, ત્યારે અજ્ઞાનીઓને જ્ઞાની ગણાવાના કોડ થાય છે. 'હું કંઇ જાણતો નથી' એમ કહેનાર માણસ કેટલી નિરાંતે સર્વ વાતે રહી શકે છે એમ જાણવાઅનુભવવા છતાં 'હું જ જાણું છું' એમ કહેવાની ને બીજા પાસે તે કથન સ્વીકારાવવાની કેટલાકને ટેવ જ પડી ગઇ હોય છે.

કેટલાકને 'મેં બધાં જ પુસ્તકો વાંચી નાંખ્યાં છે' એમ બતાવવાનો શોખ હોય છે. કેટલાકને 'હું સર્વ શાસ્ત્રોમાં પારંગત છું' એમ સિદ્ધ કરવાનો અભખરો હોય છે. કેટલાક 'હું વિદ્વાન છું, ને જોડે વ્યવહારબુદ્ધિવાળો પણ એટલો જ છું' એમ દર્શાવવા મથે છે. બીજા કેટલાક 'અમે સંગીત, કાવ્ય,

ચિત્ર, શિલ્પ આદિ સર્વ લલિતકલા તેમજ રસોઈ, પિરસણ, શાકભાજી લાવવાનું, ગાડીવાળા જોડે ભાવતાલ નક્કી કરવાનું એ બધા વિષયોમાં નિષ્ણાત છીએ' એમ પુરવાર કરવા ઈંતેજાર હોય છે. કોઇકને વળી 'બધા જ મોટા માણસો સાથે મારે ઘણું સારૂં પિછાન છે' એમ વાતવાતમાં કહેવાની ટેવ હોય છે.

અમારા એક સાહિત્યરસિક મિત્રને પોતે બધી જ ભાષાનાં બધાં જ પુસ્તકો વાંચ્યાં છે એમ જુદી જાદી રીતે સૂચવવાની ટેવ હતી. એમને કોઇકે પૂછ્યું: "તમે સ્કૅાટનું 'ટેલિસમેન' વાંચ્યું છે?"

"વાહ! નહિ?"

"કેવું છે?"

"બહુ જ સુંદર."

"આઇવેનહો?"

"આઇવેનહો તો અદ્‌ભુત છે."

"કેનિલવર્થ કેવું લાગ્યું?"

"કેનિલવર્થ પણ ઘણું ઉત્તમ છે."

"રોબરોય?"

"એ પણ સરસ છે."

એમણે આમાંથી એક પણ પુસ્તક વાંચ્યું નથી એમ જાણનારા બીજા એક જણે ધીરે રહીને પૂછ્યું: "સ્કોટનું 'ઇમલઝન' એ તમને કેવુંક લાગ્યું?"

"ઇમલઝન? ઇમલઝન તો મેં સાત વાર વાંચ્યું છે. જેટલી વાર વાંચ્યું તેટલી વાર હું રડ્યો છું." એમણે જવાબ દીધો અને બધા કેમ એકાએક હસી પડયા તે ન સમજાયાથી ઘવાએલા ગૌરવનો ભાવ મુખ પર લાવી મૂગા થઇ ગયા.

મારા બીજા એક ઓળખીતા ગૃહસ્થ પોતાને બધા મહાપુરુષો

સાથે ઘરવટનો સંબંધ છે એમ દર્શાવવા હંમેશ આતુર રહે છે. પહેલાં તો હું એમની વાત સત્ય માનતો, પણ પછી એમની ભલામણચિઠ્ઠી લઇને એકબે મોટા માણસને મળવા ગએલો અને ત્યાંથી 'હું એ ભાઇને ઓળખતો નથી, એનું નામ પણ મેં નથી સાંભળ્યું ' એવાં વચન સાંભળી વીલે મુખે પાછો ફરેલો, ત્યારથી મેં એમની વાત માનવી છોડી દીધી છે.

લોકો જ્ઞાનનો આમ ઢોંગ શા માટે કરતા હશે તે હું સમજી શકતો નથી. જગતમાં અજ્ઞાન નહિ, પણ જ્ઞાન જ ઉપહાસપાત્ર ગણાય છે. પોતાનાં વહુછોકરાંને, અરે! પોતાની જાતને પણ ભૂલી જનારા પ્રોફેસરોની દંતકથાઓ જોડાય છે. જ્ઞાનનું દાન કરનારા શિક્ષકો 'પંતુજી' ગણાય છે. સારી તબિયતવાળા કાઇક નિર્બળ શરીરવાળાને દર્શાવી 'ભણેલાંનાં શરીર આવાં થઇ જાય' એમ લોકો તિરસ્કારથી કહે છે. અભણ વેપારીઓ ગ્રેજ્યુએટોને વેદિયા ઢોરની ઉપમા આપે છે. 'ભણે તે ઘોડે ચડે ને ના ભણે તે દીવો ધરે' એમ અસલ કહેવાતું, તેને બદલે આજે 'ભણે તે ભૂખે મરે ને ના ભણે તે વેપાર કે સટ્ટો કરે' એમ મનાય છે. આમ જ્ઞાન ને જ્ઞાનીઓનો જ્યાંત્યાં ઉપહાસ કરવામાં આવે છે. એમ છતાં અજ્ઞાનીઓ—ખુદ વેપારીઓ ને ધનવાનો સુદ્ધાં—જ્ઞાનનો ઢોંગ કરી શા માટે ઉપહાસપાત્ર બનતા હશે?

ગરીબાઇની પેઠે અજ્ઞાન પણ શરમનું કારણ નથી, પણ અજ્ઞાનને ઢાંકવાનો પ્રયત્ન લજ્જાસ્પદ છે. અજ્ઞાન એટલે નિખાસલ નિર્દોષતા. એને કોઇ પણ પ્રકારનાં સાધને આવરવા પ્રયાસ કરવો એ મૂર્ખતા નહિ તો બીજું શું?



## [ ૩ ]

# હિસાબ

દીવાળી આવી ને ગઇ. લેખો માટે તંત્રીઓની, હિસાબ ચૂકવવા માટે વેપારીઓની ને બોણી માટે ટપાલી, સિપાઈ, નોકરચાકર તેમજ કારીગરોની ઊઘરાણી પણ પૂરી થઈ.

પરંતુ વીતી ગએલી દીવાળીના અવશેષો હજી રહ્યા છે. મારી સામે દીપોત્સવી અંકોનો ઢગલો પડયો છે; ઘરમાં થાપડા, સુંવાળી ને ઘુઘરા ગંધાઇ જવાની ધમકી આપતા પડયા છે; ફૂટી ગએલા ફટાકડાની વાસથી ક્રુદ્ધ બનેલી નાસિકાનો પુણ્ય-પ્રકોપ હજી ઊતર્યો નથી; અને લૂંટાઈ ગએલું પાકિટ, ગરીબના ચીમળાઇ ગએલા ઉદર સમું, સૂકું અને પરસ્પર ચોંટી ગએલા પડ-વાળું, પૈસાને અભાવે મારા ગજ-વાના અંધારા એકાંતમાં એકું એકું હજી રોદન કરી રહ્યું છે.

દીવાળી એટલે દીવાળી; એ દિવસો ઉત્સાહના, ખરચના, ખાવાના, ફટાકા ફોડવાના ને લેખો લખવાના, મળવામૂકવાના ને

સારાં કપડાંલત્તાં પહેરવાના, એ બધું ખરૂં. પરંતુ દીવાળીના દિવસોમાં મનુષ્યમાં કોઇ અદ્ભુત શક્તિ–સર્વદેશીય શક્તિ–આવતી હોય તેમ એને ચારે બાજુએથી હેરાન કરવાના રીત-રિવાજો શાથી ઘડાયા હશે તે હું સમજી શકતો નથી.

હું ભોજનવીર નથી, છતાં સામાન્ય મનુષ્ય કરતાં ઓછું પણ કંઇક ખાઇ શકું છું ખરો અને ઘણુંખરૂં હંમેશ, કોઇક વેળા દિવસમાં બે વાર તો કોઇક વખત એક વાર પણ ભોજન કરવાની મને ટેવ છે. મારો જઠરાગ્નિ દાવાગ્નિ શો પ્રબળ નથી, પણ બેચાર અંગારા જેટલું બળ એનામાં છે ખરૂં. મહિનામાં એકાદ વાર મિષ્ટાન્ન પણ હું જરા મહેનતે ને ઘણી દવાએ પચાવી શકું છું. પરંતુ દીવાળીના દિવસમાં હું જાણે ખવીસ હોઉં, દુકાળમાંથી આવ્યો હોઉં, ને થોડા દિવસ રહીને પાછો દુકાળિયા દેશમાં ચાલ્યો જવાનો હોઉં, એમ ઘરનાં મનુષ્યો પણ ધારી લે છે. દરરોજ મને મિષ્ટાન્ન જમાડે છે, અને તે પણ એક વાર નહિ, પણ સવારસાંજ અને બને તો બપોરે સુદ્ધાં. 'દીવાળી આવી પહોંચી' એમ સાંભળીને મારી હોજરી એકાએક બળવાન બની નથી જતી એમ હું કોને ને કેમ કરી સમજાવું?

એ જ પ્રમાણે દહાડે દહાડે વધતા જતા સામયિકોના તંત્રીઓ ધારે છે કે આ માણસ અઠવાડિયે એક લેખ લખી શકે એવો છે માટે દીવાળીના દિવસમાં એ દિવસના સરેરાશ ચાર લેખો લખી શકશે.

'અમારે દીવાળીનો અંક કાઢવો છે.'

'ઘણી સારી વાત છે, કાઢો.'

'તમારો લેખ ક્યારે મળશે?'

'જુઓની, હમણાં મને વખત—'

'ના, ના. તે નહિ ચાલે. દીવાળીના અંકમાં તમારો લેખ જોઇએ જ.'

'પણ એમ તો કેટલાં સામયિકોના દીપોત્સવી અંકમાં લેખ મોકલવા ?'

'દીવાળીના દિવસમાં કોઇને નિરાશ ના કરાય. જરૂર લેખ આપજો. હું કાલે કે પરમ દિવસે પાછો આવીશ.'

આવા પ્રકારનો વાર્તાલાપ દીવાળી આવતાં પહેલાં મારી પેઠે ઘણાને તંત્રીઓ સાથે થતો હશે. 'દીવાળી આવવાની છે,' એવા સમાચાર સાંભળતાં વારને લેખકની સર્જનશકિત ઊભરાઇ જતી નથી એ વાત સમજાવવી કઠિન છે.

દીપોત્સવી અંકો પ્રસિદ્ધ થઈ જાય એટલે થોડા દિવસ પછી જે કોઇ સાહિત્યરસિક મિત્ર મળે તે પૂછવા મંડે છેઃ 'કેમ જોયો,—નો દીપોત્સવી અંક ?'

'હા.'

'કેવો લાગ્યો ?'

'વાંચ્યો નથી.'

'ત્યારે—નો અંક જોયો ?—નો લેખ વાંચ્યો ?—ની કવિતા વાંચી ? મારો લેખ કેવો લાગ્યો ?'

ઓળખાણવાળા અધિપતિ બારપંદર સામયિકોના દીપોત્સવી અંકો મોકલાવી આપી લખે છેઃ 'આ બધા જોઇ જઇ ત્રણેક દિવસમાં અવલોકન લખી મોકલવા કૃપા કરશો.' દિવસો ભલે દીવાળીના હોય, તોપણ આંખની વાંચવાની શકિત અથવા મગજની ગ્રહણ કરવાની શકિત વધતી નથી—બલકે ઘટે છે. પણ એ વાત સાંભળવાની યે કોઇને ફુરસદ નથી.

આ તો હજી ચલાવી લેવાય એવું છે. પણ જ્યારે લાંબા ચોપડા લઇ પોતાનું લેણું કાઢી વેપારીઓ, કોઇ દસ તો

કોઈ વીસ, કોઇ પંદર ને કોઇ પચાસ માગતા ચાલ્યા આવે છે અને બે આંકડાની ક્ષુદ્ર રકમો ધીરે ધીરે વધીને ત્રણ આંકડે પહોંચે છે, તથા દસ વરસ પર હું જે શાળામાં ભણતો હતો ત્યાંના પાણી પાનાર મહારાજથી માંડીને મારા દોસ્તદારને સાસરે સાત દિવસ કામ કરી ગએલો ઘાટી બોણી માગવા આવે છે, ત્યારે સરવાળો એવો ભારે થઇ જાય છે, કે એ સરવાળાની જેમાંથી બાદબાકી થઇ શકે એવી રકમ મારી કને રહેતી નથી. દીવાળીના દિવસમાં કુબેર ભંડારીના દ્રવ્યભંડારની ચાવી, અંદરનું દ્રવ્ય સ્વેચ્છા મુજબ વાપરવાની સત્તા સાથે, મને આપવામાં આવતી નથી એવી મૂઢ પણ સમજે તેવી સાદી ને સીધી વાત હું જેને જેને કહું છું તે સર્વ માનવાની ના પાડે છે.

આ દુઃખમય દુનિયામાં દીવાળીનાં આ આનુષંગિક દુઃખો હું ખમી લઉં છું. પણ સૌથી મોટું, ન ખમાય એવું દુઃખ દીવાળી વીત્યા પછી મારે માથે આવે છે. 'હાશ, હવે પત્યા' એમ કહી હું જરા આરામ લેવા લંબાવું છું એટલામાં તો ઘરમાંથી અવાજ આવે છેઃ 'સાંભળો છો કે?'

'હા, તું બોલે છે કે?'

'હા, હું એમ પૂછું છું કે હવે કંઈ વધ્યું છે?'

'વધ્યું છે કે નહિ તે હું શી રીતે જાણું? પણ વધ્યું હોય તો કૂતરાને—ના, ના કૂતરાને નહિ, સાળાઓ રાતે ભસીભસીને હેરાન કરે છે—પણ બિલાડાને કે ગાયને ખવડાવી દેજે. હું નથી ખાવાનો.'

'અરે! પણ હું ખાવાની ક્યાં વાત કરું છું?'

'ત્યારે?'

'હું તો એમ પૂછું છું કે પૈસા કંઈ બાકી રહ્યા છે કે

નહિ ? પાકિટમાં કંઇ વધ્યું છે કે નહિ !'

'પાકિટમાં હવે કંઈ રહ્યું નથી. એકલું પાકિટ પોતે બાકી રહ્યું છે. અને હવે કોઇ માગનાર આવશે તો એ પણ બાકી નહિ રહે એમ લાગે છે.'

'અરે ! એમ તે હોય ?' કહેતો એ પ્રિય પરિચિત અવાજ પાસે આવે છે: 'તે આટઆટલો ખરચ શેમાં થયો !'

'ઘણી વસ્તુમાં થયો. એક જ ઠેકાણે બધો પૈસો ખરચી નાખ્યો નથી.'

'હા, પણ હિસાબ હશે ને ?'

'હિસાબ ?' હું ગભરાઇને પૂછું છું.

'હા, તમે હિસાબ લખ્યો હશે ને ?'

'ના, મેં હિસાબ નથી લખ્યો.'

'ત્યારે લખી કાઢોની. શેમાં શેમાં ખર્ચ થયો તે સમજાય તો ખરૂં.'

'હવે જવા દેની.' હું કંટાળીને કહું છું: 'હિસાબ લખ્યેથી કંઈ ખરચાઇ ગએલા પૈસા પાછા આવવાના છે ? ઊલટું, ખરચની રકમ જોઇ જોઇને જીવ બળશે.'

'પણ હિસાબ રાખ્યા વગર તે કંઇ ચાલે ?'

'આટલો વખત ચાલ્યું ને હવે કેમ નહિ ચાલે ?'

'ના, એમ તો દેવાળું નીકળે.'

'તે હિસાબ રાખનારાઓ દેવાળું નહિ કાઢતા હોય, એમ ? ઊલટું હિસાબ રાખનારાઓ જ દેવાળું કાઢે છે. દેવાળું કાઢવા માટે તો ખાસ હિસાબ રાખવો પડે છે.'

'તમને જેમાં ને તેમાં મજાક સૂઝે છે, પણ હવેથી દરરોજ હિસાબ રાખવો પડશે. અત્યારે ને અત્યારે સંભારીને લખી કાઢો. પછી ભૂલી જવાશે.'

આખરે હિસાબ રાખવા જેવી નજીવી બાબતમાં ઘરમાં તકરાર કરવી ઠીક નહિ એમ ધારી હું કબૂલ થાઉં છું અને હિસાબ લખવાનો પ્રયત્ન કરું છું. પણ 'પુરુષપ્રયત્ન ને ઇશ્વરકૃપા' એ લોકોક્તિને ખોટી પાડતો મારો હિસાબ મળતો જ નથી. અંતે 'હવે આ વખત તો હિસાબ મળતો જ નથી, આવતે મહિનેથી ચોક્કસ એકેએક બાબતનો હિસાબ રાખીશું.' એવો સમાધાનનો માર્ગ સૂચવું છું, ને બીજા મહિના સુધી સ્વસ્થ થાઉં છું. બીજે મહિને પાછી આવી જ પીડા ઊભી થાય છે. ત્રીજે મહિને તો હિસાબમાં જરા ગોટાળો ન થાય તેની પૂરતી કાળજી રાખવાનો નિશ્ચય પાંચમા મહિના સુધી અમલમાં મૂકી શકાતો નથી અને છઠ્ઠા મહિના પછીથી તો હિસાબ રાખવાની વાત જ છોડી દેવી પડે છે.

હિસાબ રાખતાં મને આવડતું નથી. ખર્ચ ને આવક એટલે શું એ હું સારી રીતે સમજું છું. પણ લખ્યાથી શું વધારે? ખર્ચ ને આવક એ લખીને જાહેર કરવા જેવી નહિ, પણ મનમાં સમજી ને બેસી રહેવા જેવી વાત છે, એમ હું માનું છું. ખર્ચની વાત તો ઘરના માણસોથી પણ છાની રહે એ જ ઇષ્ટ છે. હું જ્યારે જ્યારે હિસાબ લખતો હતો ત્યારે ત્યારે આ ખર્ચ બતાવ્યો ન હોત તો સારું એમ હંમેશ મને થતું. અમુક વસ્તુ હું ખરીદ કરી લાવ્યો હોઉં તો હિસાબની ચોપડીમાંથી રકમ વાંચી 'તમે છેતરાઈ આવ્યા છો, આ તો બહુ મોંઘું કહેવાય' એમ સર્વ અભિપ્રાય આપતું. તેમ જ ચહાના દરરોજના પાંચ આના વાંચી 'તમે કેટલી ચહા પીઓ છો?' કહી મને વગોવવામાં આવતો.

ઉનાળામાં કોઇ કોઈ વાર 'વીમ્ટો' હું પીતો. દર ત્રણ દિવસે 'વીમ્ટો'ના ચાર આના વાંચી મને પૂછવામાં આવતું : 'આ શું?'

'વીમ્ટો.'

'પણ તે શું ?'

'એ પીણું છે.'

'પીણું ? એવાં પીણાંબીણાં તમે પીઓ તે કેમ ચાલે ? પાણી નથી કે વીમ્ટો પીવું પડે છે ?'

ત્યાર પછી મેં પાણીના ચાર આના ખરચ ખાતે મૂકવા માંડયા.

'આ પાણીના ચાર આના ?'

'હા કેમ ?'

'પણ પાણીના તે કોઇ પૈસા લે ?'

'તને વીમ્ટોનો વાંધો હતો, ચાર આનાનો નહિ. એટલે વીમ્ટોને બદલે મેં પાણી ખાતે ચાર આના ઉધાર્યા.'

'એટલે હજી પણ તમે વીમ્ટો પીઓ છો, એમ જ ને ? હવેથી જો વીમ્ટો પીઓ તો–'

'બસ બસ. તું આગળ કંઈ ન બોલતી. હવે વીમ્ટો ખાતે કે પાણી ખાતે કંઇ પણ ખરચની રકમ આમાં નહિ લખાય. પછી કંઈ છે ?' અને ત્યાર પછીથી પરચુરણ ખાતે ચાર આનાની રકમ વધવા માંડી.

મારા જેવા, ખાસ સ્વાર્થ સાધવાનો ન હોય ત્યારે પ્રમાણિકપણે ચાલનાર માણસને હિસાબ જેવી નજીવી બાબતમાં આમ છેતરપીંડી કરવી પડે તે બહુ લાગી આવે છે. જેને લીધે જૂઠાણું કેળવવું પડે એવી વસ્તુનો તો પરિત્યાગ કરવો જ સારો. દુનિયામાં હિસાબી કામને અંગે જેટલું જૂઠાણું ચાલે છે તેટલું બીજા કશા કામને અંગે ચાલતું નહિ હોય. ગમે એવું નક્કર ને ઘન સત્ય પણ હિસાબના ચોપડા આગળ પીગળીને પ્રવાહી નહિ, પણ વરાળ થઇને ઊડી જાય છે.

હિસાબ રાખવાને લીધે સ્મરણશક્તિ પર નાહકનો બોજો પડે છે. હું નાનો હતો ત્યારે અમારા ઘરમાં એક વૃદ્ધ કામ કરનારી હતી. તે લગભગ આખો દહાડો ઊંઘ્યા કરતી. ઘરમાં એ એકલી હોય ને કોઈ આવ્યુંગયું હોય તોયે એ જાણતી નહિ. બહારથી આવીને અમે એને પૂછતાઃ 'માજી, કોઇ આવ્યું'તું કે?' ત્યારે એ જવાબ દેતીઃ 'હું શું જાણું ભાઇ? મને તો જરા ઝોકું આવી ગયું હતું.' આપણે કંઇ ખર્ચ કરીએ છીએ ત્યારે સામાન્યતઃ આનંદ કે દુઃખની લાગણી જાગૃત થાય છે, પણ સ્મરણશકિત તો તે વેળા ઊંઘતી જ હોય છે. આખો દિવસ ખર્ચ કરી રહ્યા પછી રાત્રે, મગજ ઊંઘવાને માટે આતુર થઇ ગયું હોય ત્યારે સ્મરણશક્તિને પૂછીએ કે 'આજે શેમાં શેમાં ને કેટલો ખર્ચ થયો?' તે વેળા સ્મરણશક્તિ બિચારી શો જવાબ દઇ શકે? બહુ બહુ રીતે એને સંકારીએ ત્યારે છંછેડાઇને એ જવાબ દે છેઃ 'તારે તેની શી પંચાત? ખરચ તો કરી આવ્યો. હવે નિરાંતે સૂઇ જા ને!' સ્મરણશક્તિને મદદ કરવા માટે પહેલાં હું જ્યારે કંઈ પણ ખરચ કરતો ત્યારે તે તરત જ લખી લેતો. પણ ઘણી વાર એવાં લખાણોની યાદી જ ખોવાઇ જતી, અને કેટલીક વાર ત્યાં ને ત્યાં લખી લેવાનું ફાવતું નહિ, એટલે આખરે કંટાળીને એ યુક્તિ મેં છોડી દીધી.

હિસાબ રાખવો એટલે ભૂતકાળમાં જીવવું. અને તે ય ભૂતકાલીન ગૌરવને આધારે જીવવાનું હોય તો આપણા જેવા હિંદીઓને તે ભારરૂપ થાય એમ નથી. પણ આ તો ભૂતકાળનાં દુઃખદ સંસ્મરણોને આધારે જીવવાની વાત છે. આવતી કાલે તમે શું ખરચશો, ક્યાં ખરચશો એ વાત હિસાબમાં બતાવવાની નથી. પણ ગઇ કાલે કે ગયે મહિને તમે શું ને શામાં ખરચ્યું તેની સાથે જ હિસાબને સંબંધ છે. આથી હિસાબ

રાખવા માટે બહુ કાળજી રાખનારા મનુષ્યોને ભૂતકાળ તરફ જ નજર કરવાની ટેવ પડી જાય છે. વર્તમાનના અનુભવો ને ભવિષ્યની આશાઓ એને માટે અપ્રિય બની જાય છે. જગત જ્યારે આગળ ધપ્યું જાય છે, ત્યારે એ પાછળ ને પાછળ ગતિ કરે છે ને એમ એની ને જગતની વચ્ચેનો મેળ તૂટી જાય છે.

હિસાબની અનેક આંટીઘૂંટીઓ મારા જેવા સાદા અને સરળ સ્વભાવના માણસને ગૂંચવવાને જ જાણી જોઇને રાખવામાં આવી હોય એમ મને લાગે છે. મને યાદ છે કે એક વખત એક લિમિટેડ કંપનીનો હિસાબ, નોકરીને અંગે, રાખવાનું મારે માથે આવ્યું હતું. એ લિમિટેડ કંપની નિયમિત રીતે ખોટ ખાયાં કરતી હતી. ઈન્કમટેક્સ ઓફિસર તરફથી એનો હિસાબ માગવામાં આવ્યો. મેં લખી મોકલ્યો ને 'કંપની ખોટમાં કામ કરતી હોવાથી અમને ટેક્સ લાગુ પડી શકશે નહિ.' એમ લખ્યું.

ઇન્કમટેક્સ ઓફિસરે, હિસાબપત્રક મળતાં, મને બોલાવીને લગભગ ધમકાવ્યો : 'તમે કહો છો કે કંપની ખોટમાં કામ કરે છે ને આ સરવૈયામાં તો તમે નફો બતાવ્યો છે! એટલે શું તમે છેતરવા માગો છો? તમારા પર અમારે કાયદેસર પગલાં લેવાં પડશે.'

હું ગભરાઈ ગયો. બીજે દિવસે જાણકાર માણસને બધી વાત કહી તેને સાથે લઈ ઓફિસરને મળ્યો. વસ્તુસ્થિતિ સમજ્યા પછી અટ્ટહાસ્ય કરી ઓફિસરે મને કહ્યું : 'તમે હિસાબનું કામ જરા પણ સમજતા નથી, તો આ હિસાબ રાખ્યો શું કામ?'

'મેં એમ ધાર્યું કે કંપની ખોટમાં કામ કરે એટલે છે પંચાત નહિ આવે. બીજી કંપનીઓના હિસાબ જોઈ તે પ્રમાણે મેં આનો હિસાબ પણ લખી કાઢ્યો.' મેં જવાબ દીધો.

'જાઓ, હવે ફરીથી આવું કરતા નહિ. જમે બતાવવી જોઇએ તે રકમ તમે ઉધાર બતાવો છો ને ઉધાર બતાવવી જોઇએ તે રકમ જમે ખાતે મૂકો છો. તમે કોઇ દહાડો હિસાબી કામમાં માથું મારતા જ નહિ.' આ પ્રમાણે આવા મોટા ઓફિસર તરફથી હિસાબ ન રાખવાની સલાહ મળવા છતાં મારે હિસાબ રાખવાનો પ્રયત્ન શા માટે કરવો ?

'ખાતાવહી', 'રોજમેળ', 'જમે', 'ઉધાર', 'પુરાંત', 'સીલક' ઇત્યાદિ ભયંકર શબ્દો ગુજરાતી ભાષાના છે એમ હું માનતો જ નથી. એ માનવભાષાના શબ્દો હોય એમ પણ મારું હૃદય કબૂલ કરતું નથી. કોઇક આસુરી ભાષાના એવા એ શબ્દોનાં ઉચ્ચારણ માત્રથી હું ગભરાઇ જાઉં છું. હિસાબના એ સર્વ પારિભાષિક શબ્દોમાંથી અપવાદ તરીકે ફક્ત 'પરચુરણ' શબ્દ મને પ્રિય છે. અણીને વખતે એણે જ મને હંમેશ મદદ કરી છે. અનાથ વિધવા સમી જે રકમને કોઇ સંઘરતું ન હોય, અથવા ગરીબના ઘરની કે કુરૂપ કન્યા જેવી જે રકમનું પાણિગ્રહણ કરનાર કોઇ ન જ મળતું હોય એવી રકમોને એ સંઘરે છે. અનાથના નાથ પરમેશ્વરની ગરજ એ 'પરચુરણ' શબ્દ સારે છે. જ્યારે મહિનાઓ વીતી ગયા પછી હું હિસાબ લખવા બેસતો ને સૂઝતું નહિ, ત્યારે એ જ શબ્દે મને નિરવધિ ચિંતામાંથી મુકત કર્યો છે.

| જ | ઉ |
|---|---|
| ૧૦૦–૦–૦ પગારના આવ્યા | ૧૦૦–૦–૦ પરચુરણ ખરચ |
| ૧૦૦–૦–૦ | ૧૦૦–૦–૦ |

આમ મેં ઘણી વાર હિસાબ લખી નાખ્યો છે, પણ મને કહેવામાં આવ્યું છે કે એ હિસાબ કહેવાય નહિ. જો આવો સુવાચ્ય, સરળ ને પ્રાસાદિક હિસાબ એ હિસાબ જ ન કહેવાય તો મારે બીજો હિસાબ રાખવો પણ નથી.

પાઇએ પાઇનો હિસાબ રાખવો એ કામ મુશ્કેલ છે, એટલું જ નહિ પણ ડહાપણભર્યું પણ નથી. એક પાઇનો મેળ ન મળતો હોય માટે ઉજાગરા કરીને તબિયત, ને દીવા બાળીને પૈસા બગાડનારાઓ પોતાને હિસાબી કાર્યમાં ચોક્કસ કુશળ ને ખંતીલા ભલે માને, પણ સામાન્ય મનુષ્યની દૃષ્ટિએ એમને શાણા તો ન જ કહી શકાય. માનવજીવનમાં ચિંતા કરવાના શું ઓછા વિષય છે કે એક પાઇ—ને તે પણ ખર્ચાઇ ગએલી, ફરી પાછી ન આવે તેવી પાઇ—ને ખાતર દસ દસ દિવસ સુધી લમણે હાથ દઈ, ચોપડાઓ અફાળઝીંક કરી, ઘરનાંને ગાળો દઇ ચિંતા કર્યાં કરવી?

આમ છતાં ધારો કે હિસાબ સહેલાઇથી બરાબર લખી શકાય એમ છે, તો યે શું? હિસાબ લખ્યાથી મારા જેવાને તો ઊલટો માનસિક આઘાત થાય છે. જેની આવક એકધારી ને ખરચ હજારધારો તે માણસ હિસાબ લખીને શો આનંદ મેળવી શકે? જમેના પાનામાં એકજ રકમ ને ઉધાર ખાતે રકમોની રકમો જોઇ એ કેવી રીતે ઉલ્લાસની વૃત્તિ અનુભવી શકે? હું તો જે કમાઉં છું તે બધું જ ખર્ચાઇ જાય છે. પ્રાણપ્રદ અમૃત ક્યાં નહિ, જીવલેણ ઝેરો અનેક; તેમ આવકનો માર્ગ કોઇ નહિ ને ખર્ચની નીકો અનેક, એવું ભાન કરાવવા ઉપરાંત સામાન્ય મનુષ્યોની બીજી કાંઇ સેવા હિસાબ રાખવાની પ્રણાલિકાથી થઇ શકતી નથી.

આવાં અનેક કારણોને લીધે હું હિસાબ રાખવાની વિરુદ્ધ છું. એ કામ મારૂં નથી. હું પૈસા કમાઉં છું તે શું હિસાબ રાખવાને માટે? હું જે કમાઉં તે છૂટથી ખરચી ન શકું? પૈસો કોને આપ્યો, રૂપિયાનું શું કીધું, પંદર રૂપિયા ક્યાં ખોઇ આવ્યાં ઈત્યાદિ પ્રશ્નોનો સંતોષકારક ખુલાસો મારે કોઇને—

પંડને પણ–આપવો જ જોઇએ એમ હું માનતો નથી.

જીવન એટલે પાપપુણ્યનો સંગ્રહ. પણ એ પુણ્યપાપના જમેઉધારનો હિસાબ હું રાખતો નથી. માગ પાપપુણ્યનો હિસાબ રાખવા ઇશ્વરે ચિત્રગુપ્તને રોકયો છે. મારી પાસે હિસાબ ખુદ ઇશ્વર પણ માગવાનો નથી તો પછી મર્ત્યલોકના કોઇ પણ પામર પ્રાણીને એવો હિસાબ માંગવાનો શો હક છે ?

એથી યે આગળ વધીને કહું તો જે હું પાપપુણ્ય, શીતઉષ્ણ, સદાચારઅનાચાર, સ્વદેશીપરદેશી, લેણદેણ ઇત્યાદિ દ્વંદ્વોથી પર છું તેને આવા ક્ષુદ્ર, તુચ્છ, અધમ, પામર, પાર્થિવ, જડ આવક-જાવકના હિસાબની શી પરવા? હું તો પાપપુણ્યની યે પરવા કર્યા વગર ધનને ખરચ્યો જઇશ ને માણસ કે ઇશ્વર જે કોઇ પૂછશે તેને કહીશ–હિસાબ ઇતિ કિયતી માત્રા ?



[૪]

# કાદવ

કાદવ? એના પર તે લેખ હોય? શીર્ષક વાંચીને કોઇકને કદાચ પ્રશ્ન કરવાનું મન થશે. પણ આ ચોમાસાની ઋતુમાં, ખાસ કરીને હું રહું છું તે પુણ્યભૂમિમાં, કાદવ સિવાય બીજી કોઈ વસ્તુનો વિચાર આવવો મુશ્કેલ લાગે છે. બહાર જતાં રસ્તામાં એનાં જ દર્શન થાય છે. ઘેર આવતાં પગ પર નજર પડે છે ને કાદવ સત્ય, જગત મિથ્યા એમ ભાન થાય છે.

ચરણ દ્વારા મગજમાં પ્રવેશ કરી શકાય છે એ સૂત્રનું કાદવને બહુ સારૂં જ્ઞાન હોય એમ લાગે છે. આપણામાં દેવને ગુરુને ને પૂજ્ય જનોને પગે લાગવાનું માહાત્મ્ય ગણાય છે તે ખોટું નથી. કોઇકને પગે લાગીને જ તેના મગજમાં આપણે પેસી શકીએ છીએ. એ પ્રમાણે કાદવ પણ મારા પગે લાગી લાગીને મગજમાં એટલો તો પેસી ગયો છે કે આ રીતે એને બહાર કાઢયા વગર મારો છૂટકો નથી.

નર્મદને સર્વ ઋતુઓમાં વર્ષા સૌથી વધારે ગમતી. નવલરામે પણ 'ચોમાસાના ચાર માસ છે સારા રે' એમ કહી ચોમાસાનાં વખાણ કર્યાં છે. 'ચાર જો નકામા જાય, તો બીજા આઠે વ્યર્થ થાય છે' એમ કહી ઉખ્ખાણા દ્વારા ચોમાસાના ચાર માસની બીજા આઠ માસ કરતાં શ્રેષ્ઠતા લાંબા કાળથી લોકોએ સ્થાપિત કરી છે. સામાન્ય રીતે ઋતુરાજનું બિરૂદ વસંતને મળ્યું છે, પરંતુ ચોમાસાના ચાહનારાઓ પણ છે ને તે પણ ખેડૂત જેવા નહિ, પણ કવિઓ સુદ્ધાં.

વસંત કરતાં વર્ષા વધારે રમણીય છે કે નહિ તેનો નિર્ણય કરવો મુશ્કેલ છે. પણ એક રીતે જોતાં વસંતમાં એકલી પૃથ્વી બદલાય છે, પણ ચોમાસામાં તો પૃથ્વી ને આકાશ બંનેનાં પરિવર્તન થઇ જાય છે એટલે વસંત કરતાં વર્ષાની શક્તિ વધારે છે એમ તો કહી શકાય. અને **क्षणे क्षणे यन्नवतामुपैति तदेव रूपं रमणीयतायाः** (ક્ષણે ક્ષણે જે નવીનતા ધારણ કરે તેજ રમણીયતાનું સ્વરૂપ છે) એવી રમણીયતાની વ્યાખ્યા સ્વીકારીએ તો તો વસંત કરતાં વર્ષાને જ વધારે રમણીય માનવી પડે. વસંતમાં વનસ્પતિ ખીલે છે તેમ ચોમાસામાંયે ખીલે છે. પણ ચોમાસામાં ઘડીમાં ઘોર અંધારૂં, ઘડીમાં બાળી નાખે એવો તાપ તો વળી થોડી વાર પછી પાછો સાધારણ અંધકાર; કોક વાર પરસેવો ઉતારે એવી ગરમી તો કદીક ગરમ કપડાં પહેરાવે એવી ઠીકળ; કોઇક વાર ઘરમાં ને બહાર જળજળાકાર તો કેટલીક વાર સૂકી, કોરી, પાણીનું ટીપુંયે ન દેખાય એવી ભૂમિ—એવી ચિત્રવિચિત્ર પ્રકૃતિલીલા માણવાની મળે છે. એ ઉપરાંત મોર, ચકલી, મચ્છર, મંકોડા કીડી, ઊધઈ ને નાનાં નાનાં અનેક જંતુઓ એ ઋતુમાં વાતાવરણમાં જે ભાત પાડે છે તે અપૂર્વ હોય છે. સૃષ્ટિમાં સર્જન

ને વિસર્જનનું ચક્ર નિરંતર ચાલ્યા કરે છે, પણ ચોમાસામાં એ ચક્રનો વેગ ઘણો વધારે હોય છે.

નર્મદ ને નવલ ગમે તે કહે, ખેડૂતો પણ ફાવે તેમ માને, પરંતુ મોટે ભાગે તો લોકોને વર્ષાઋતુ કરતાં બીજી કોઇ પણ ઋતુ સારી લાગે છે. વર્ષાઋતુમાં બહાર જવું મુશ્કેલ થઇ પડે છે. ખાસ કરીને રસ્તા પર કાદવના જે જાડાપાતળા, સૂકા-ચીકણા ગાઢ થરો પથરાઇને પડયા હોય છે તેમજ કાળાં, મેલાં, ગંધાતા પાણીથી ભરેલાં ખાબોચિયાં અસ્તિત્વમાં આવે છે તેને લીધે વર્ષાઋતુમાં જો કાંઇ પણ રમણીયતા હોય તો તે સર્વ મારી જાય છે એવો સામાન્ય મનુષ્યનો નમ્ર પણ દૃઢ અભિપ્રાય હોય છે.

પરંતુ સામાન્ય મનુષ્યો અસામાન્ય દૃષ્ટિથી જોતા નથી. જોતા હોય તો તેઓ સામાન્ય મનુષ્ય રહેજ શી રીતે? આવી બાબતમાં અસામાન્ય દૃષ્ટિની—કવિત્વભરી દૃષ્ટિની—જરૂર છે.

કાદવ એ તો વર્ષાનું અમૂલ્ય ફળ છે. નિરુક્તકારે દેવતાઓના પૃથ્વી પર રહેનારા, અન્તરીક્ષમાં વસતા અને આકાશમાં નિવાસ કરનારા એમ ભાગ પાડયા છે, તે પ્રમાણે ચોમાસાના પરિપાકરૂપ દેવતાઓને પણ આપણે ત્રણ ભાગમાં વહેંચી શકીએ. વાદળવીજળી વગેરે આકાશમાં રહેનારાં; મચ્છર, પાંખાળા મંકોડા ને અન્ય અનેક જંતુઓ અન્તરીક્ષમાં વસનારાં અને પૃથ્વી પર રહેનાર કાદવ. એ ત્રણે વડે ચોમાસાનું સર્વવ્યાપી દૈવત અનુભવી શકાય છે.

કાદવમાં રમવું કોઇને ગમતું નથી. એમાં પગ મૂકતાં પણ લોકો ડરે છે એમ આપણે માનીએ છીએ. પણ તે સાચું નથી. કાદવમાં રમવાની તો મનુષ્યમાં સ્વભાવથી જ વૃત્તિ હોય છે. મોટપણે એ વૃત્તિનું દમન કરી આપણે કાદવથી ભય પામીએ

છીએ, પણ બાળકોને કાદવમાં રમવું કેટલું પ્રિય હોય છે તે આપણાથી અજાણ્યું નથી. ભેંસ, આખલા આદિ પ્રાણીઓ પણ કાદવને જોઈ કેવા ઉત્સાહમાં આવી જાય છે તે સર્વવિદિત છે. ઇશ્વરને જગતમાં રમવાનું મન થયું એ પણ એની કાદવ-પ્રિયતા જ સૂચવે છે. અનેક મલિન વાસનાઓથી ભરેલું આ જગત કાદવ સમું છે એમ તત્ત્વજ્ઞો ને કવિઓ કહે છે. પણ એવા જગતમાં પણ ઈશ્વર રમી રહ્યો છે. ઉત્ક્રાન્તિવાદના નિયમો પ્રમાણે આપણે જાનવરમાંથી જનસ્વરૂપે થયાં છીએ, તો આ પણી એ જાનવરી વૃત્તિ આજે યે આપણામાં રહી હોય તેમાં શું ખોટું ?

કાદવ એ તો સંસાર ને સ્વર્ગના સંબંધનું ફળ છે. અરવિંદ ઘોષે એક સ્થળે 'Prayer from within and grace from above' (હૃદયની ભક્તિ અને ઇશ્વરની કૃપા) એને સુખનું સાધન ગણાવ્યું છે તેમ આપણે પણ કહી શકીએ કે Layer on earth and grace from above (પૃથ્વી પરની ધૂળ અને આકાશની કૃપાધારા) એ બેને પરિણામે, દ્યાવાપૃથિવીની લીલાના સંતાનરૂપ કાદવ ઉત્પન્ન થાય છે. બે નિષેધવાચક શબ્દો વડે એક વિધિવાક્ય બને, અથવા ચિત્તની ચંચળ વૃત્તિઓનાં પરિણામ સ્થિર હોય છે, તેમ વહનશીલ ને અસ્થિર સ્વભાવની વર્ષાધારા અને ગમે તેમ ઊડતી ચંચલ ધૂળ એ બે ભેગાં થતાં સ્નિગ્ધતાથી સ્થિર રીતે એક સ્થળે ચોંટીને પડી રહે એવા કાદવનો જન્મ થાય છે.

કાદવ સામેનો ઘણાનો વિરોધ કેવળ સ્વાર્થમૂલક હોય છે. કોઇક વાર કાદવમાં ચાલતાં પગ અમળાઇને પડી જવાય તેથી એવા મનુષ્યને કાદવ સામે સનાતન વૈર બંધાઈ જાય છે. સારી પત્ની કે સારો પતિ ન મળવાથી પરણીને હેરાન થએલો પુરુષ કે સ્ત્રી જેમ લગ્નની સંસ્થા સામે થઇ જાય છે, તેમ કાદવથી હેરાન થએલો

મનુષ્ય પણ આખી કાદવની સંસ્થાની સામે થઇ જાય છે. પરંતુ આપણા જેવા વિચારકો તો સમજે છે કે આવો વિરોધ કરવો એ ખોટું છે, વ્યક્તિના દોષને લીધે આખી સંસ્થાને નિંદવી એ અન્યાય છે.

એક વાર અજ્ઞાન દશામાં રસ્તે ચાલતાં ત્યાં જામેલા કાદવ પ્રત્યે મેં વિરોધ દર્શાવ્યો હતો; ત્યારે મારી સાથે એક વિદ્વાન ને વિચક્ષણ વિચારક હતા તેમણે કહ્યું હતું: 'રસ્તા પર કાદવ ન હોય ત્યારે શું ઘરમાં હોય ?'

'કશે ન હોય, રસ્તા પર પણ નહિ ને ઘરમાં પણ નહિ.' મેં એમને જવાબ દીધો ને અપૂર્વ જીત મેળવી હોય એમ ગર્વથી ઉન્નત મસ્તકે ચાલવા માંડયું; પણ તરતજ, વિરોધીને પ્રેમથી જીતવો એ સૂત્રનો અમલ કરી, કાદવે સ્નેહ વડે મારૂં આકર્ષણ કરી મને નતમસ્તક બનાવ્યો. વિરોધીને પણ પ્રેમપૂર્વક પોતાની બાથમાં લેનાર કાદવ દુષ્ટ ન હોઈ શકે એમ મને લાગ્યું. અને કાદવ વિષે, એ કાદવ જેટલો જ ઊંડો વિચાર મેં કર્યો ને મને માલૂમ પડયું કે મારી દલીલ ખોટી હતી, પેલા વિદ્વાન વિચારક જ સાચા હતા.

'કાદવ રસ્તા પર ન હોય તો શું ઘરમાં હોય ?' એ પ્રશ્નના જવાબમાં 'કશે પણ ન હોય' એમ કહેવું એ તદ્દન ખોટું છે. અમુક વસ્તુ છે એમ સ્વીકાર કરી લીધા પછી જ કોઇ પણ શાસ્ત્ર આગળ વધી શકે છે. દાખલા તરીકે અંકગણિતમાં સંખ્યા સત્ય છે એમ માનીને જ આગળ ચાલવામાં આવે છે. બાકી એક, બે, ત્રણ એવી કોઈ સંખ્યા અસ્તિત્વ ધરાવતી જ નથી. એક કે બે કે બારસો સ્ત્રી હોય, પુરુષ હોય, ઢેફાં હોય, પર્વત હોય, ગધેડાં હોય, લેખક હોય, તંત્રી હોય કે માસિક કે અઠવાડિક હોય—ગમે તે પણ વસ્તુ હોય. વસ્તુ વગર સંખ્યાનું અસ્તિત્વ હોઇ જ ન શકે. પરંતુ ગણિતશાસ્ત્રમાં તો પ્રાણી કે પદાર્થ કરતાં કેવળ સંખ્યાને જ મહત્વ આપવામાં આવે છે. રંગનો વિચાર

કરતાં રંગવાળી વસ્તુ કરતાં પૃથક્ રીતે રંગનું અસ્તિત્વ હોઈ જ ન શકે એ વાત આપણે ભૂલી જઈએ છીએ. પીળાશ, કાળાશ, કે લાલાશ એવું કાંઈ નથી, પણ પીળી કેરી, કાળી સ્ત્રી કે લાલ લૂગડું હોય એમ વિચાર કરવા બેસીએ તો રંગની મીમાંસા થઈ શકે જ નહિ. એ ન્યાયે કાદવ ક્યાં હોવો જોઈએ, રસ્તા પર કે ઘરમાં, તેનો વિચાર કરતાં કાદવ હોવો જ ન જોઈએ એવી દલીલ થઈ શકે નહિ.

બીજી રીતે જોઈએ તો આધિભૌતિક તેમ જ આધ્યાત્મિક બંને શાસ્ત્રો કહે છે કે જે છે તેનો કદી નાશ થઈ શકતો નથી; તેનું રૂપાન્તર થાય, એટલું જ. હવે કાદવ છે, તો તેનો આત્યંતિક વિનાશ કદિ થઈ શકવાનો નથી. 'છે'નું 'નથી' થઈ શકે જ નહિ. કાદવના અસ્તિત્વનો કેવળ અભાવ, સિદ્ધાન્તની દૃષ્ટિએ કે વ્યવહારની દૃષ્ટિએ, સાધી શકાય એમ નથી. તો પછી એ ઘરમાં હોય તે કરતાં રસ્તા પર હોય તે જ વધારે સારું એમ કયો અક્કલવાળો તથા ઘરવાળો માણસ કબૂલ નહિ કરે ?

અને કાદવ ક્યાં નથી ? એ રસ્તા પર જ રહેતો નથી. પણ આપણી આખી સંસ્કૃતિમાં, આપણા વાગ્વિહાર ને સાહિત્યસર્જનમાં પણ એણે પ્રવેશ કર્યો છે. સ્થૂળ સ્વરૂપે એ રસ્તા પર વસે છે, પણ સૂક્ષ્મ રૂપે એ આપણા આખા જીવનમાં ઓતપ્રોત થઈ રહ્યો છે. કાદવ થતાં પહેલાં જેમ રજ આખા વાતાવરણમાં રહે છે, તેમ સૂક્ષ્મ રૂપે અનેક રાજસ વૃત્તિઓ આપણા માનસમાં વસતી જ હોય છે અને વર્ષાના જળ સમું કોઈક કારણ મળતાં એ કાદવ રૂપે વ્યકત થયા વગર રહેતી નથી.

નિષ્ક્રિય જેવો દેખાતો, રસ્તા પર પડી રહેતો કાદવ કેટલીય વાર આપણી બોચીએ ચઢી બેસે છે, તેમ 'પંકજ'માં પંકરૂપે રહીને કામિનીના મુખ, નાસિકા અને આંખ સુધી પણ પહોંચી જાય છે. સાહિત્યમાં કાદવને સ્થાન મળ્યું છે. 'કર્દમભૂમિ' આ કળિયુગ જેટલી'

એમ કવિજમત આપણને કાદવરૂપ ગનાવે છે. ચર્ચાપત્રોમાં કાદવ ઘણા સારા પ્રમાણમાં ઉછાળવામાં આવે છે. પણ સાથી વધારે પ્રખ્યાતિ તો એને એના આત્મજે આપી છે. દીકરાથી બાપનું નામ રહે છે એમ કહેવાય છે. એ ન્યાયે પંકને સાહિત્યમાં શાશ્વત સ્થાન પંકજે આપ્યું છે.

કાદવ અનિષ્ટ છે, પણ એ અપરિહાર્ય છે માટે પડયું પાનું નિભાવી લેવાનું છે એમ ધારવું ભૂલભરેલું છે. કાદવ આપણને અનેક પ્રકારનો બોધ કરે છે.

આપણા જીવનમાં ચાલવાની ક્રિયા બહુ મહત્ત્વની છે. સૂતેલાનું નસીબ સૂઇ જાય છે, બેઠા થનારનું નસીબ બેઠું થાય છે ને ચાલનારનું નસીબ પણ ચાલે છે, એવું શાસ્ત્રવચન છે. આપણામાં કહેવત છે કે, ફરે તે ચરે. આવી, કમાવાને માટે આવશ્યક એવી, ચાલવાની કળા આપણને કાદવ સંપૂર્ણ રીતે શીખવે છે. સમાલીને ચાલવું એટલે શું, તે કાદવ ન હોય તો આપણે કદી સમજી શકીએ નહિ.

સંસારમાં અનેક લપસણાં સ્થાન છે, પોતાની સ્નિગ્ધતા વડે પતન કરાવે એવા અનેક વિષયો છે, એ સૌનું ભાન કાદવ કરાવે છે. કાદવ સર્વને સમાનભાવે લપસાવે છે; ઘેરઘેર ફરી ભીખ માગતો ગરીબ ભીખારી કે અકડાઇથી રૌફભેર ચાલતો કોઇ ગર્વઘેલડો એ બંનેનું એ એકસરખું આકર્ષણ કરે છે. અથવા સમાલીને ચાલતા દીન ને નમ્ર પુરુષ કરતાં ગર્વથી ઉન્મત્ત ને ઉન્નત મસ્તકે ચાલનારને એ પહેલો પાડે છે. ઇશ્વરની પેઠે કાદવ આગળ પણ કોઇનો ગર્વ રહેતો નથી.

એનાથી હાડકાં ભાંગે છે, તેમ ઘર પણ બંધાય છે. અમુક પ્રકારની ચીકણી માટીનો કાદવ બનાવી, કેટલાક ગરીબ લોકો ઘર બાંધવામાં સિમેંટને બદલે તેનો ઉપયોગ કરે છે.

પાદપ્રહાર થતાં પણ મૂગા રહેવું એ ક્ષમાનું લક્ષણ નથી, પણ અધમતાનું, કાયરતાનું ચિહ્ન છે એમ કાદવ શીખવે છે. પગ તળે દબાતાં એ આપણી પાસે નમસ્કાર કરાવે છે; ચંપલ હેઠળ ચગદાય તો બોચીએ કે માથે પણ ચઢી બેસે છે.

વિષયોથી સભરભર્યા આ સંસારને વિષે રહીને પણ વિષયથી અલિપ્ત રહી ઇશ્વરનું સ્મરણ કરતાં નિષ્કલંક જીવન ગાળવું એવો શાસ્ત્ર આપણને બોધ કરે છે તેનું સ્મરણ કાદવ બરાબર કરાવે છે. કાદવથી ભરેલા રસ્તા પર ચાલતાં છતાં, મોટર, ગાડી, ગાડાં, સાઇકલ વગેરે વાહનોનાં રસછાંટણાંથી વારંવાર છંટાવાનો સંભવ છતાં, અમલિન કપડે ને શરીરે ઘર ભેગાં થવું એનું જ નામ મુક્તિ. ‘જીવનકલહ’ ‘યોગ્યતમનું અતિજીવન’ ઇત્યાદિ અત્યારે બહુ સંભળાતા શબ્દોના મર્મનો કાદવવાળે રસ્તે ચાલનારને સાક્ષાત્કાર થાય છે.

કાદવના સ્વરૂપ પરથી આપણે માયાનું સ્વરૂપ પણ સમજી શકીએ છીએ. કેટલેક સ્થળે ખૂબ જ સ્નિગ્ધ, બગડી ગએલા શીરા જેવો, તો બીજે ઠેકાણે સૂકાઇને ધારવાળો થએલો; ત્રીજે ઠેકાણે વળી પા ભાગ પાણી ને પોણો ભાગ કાદવ, જાણે જાડી કઢી હોય તેવો; ચોથે ઠેકાણે એંશી ટકા પાણી ને વીસ ટકા કાદવ એવો પાતળી દાળ જેવો; એમ નાના રૂપ ધારણ કરતો કાદવ, નાના સ્વરૂપ ધારણ કરતી, ક્વચિત્ ગાઢ મોહથી કેવળ અજ્ઞાનમાં લપસાવતી, કોઇક વાર સ્નેહના આકર્ષણ વડે પ્રવાસને કઠિન કરી મૂકતી, ક્વચિત્ જ્ઞાનની અંદર પોતાની જાતને બ્રહ્મનિષ્ઠ માનનારને છેતરતી એવી માયાની શક્તિ સમાન છે.

આમ કાદવ આપણને અનેક પ્રકારના ઉચ્ચ જ્ઞાનનો બોધ કરે છે. પરંતુ કદાચ કાદવથી આપણાં કોઈ પણ કાર્ય ન સરે માત્ર શરીર જ સરે–એમ હોત, તો યે રસ્તાની સ્વચ્છતા માટે

પણ કાદવની જરૂર રહેત. કાદવથી રસ્તા સાફ થાય છે, એમ કહેવામાં કદાચ કોઇને વદતોવ્યાઘાત જેવું લાગશે. પણ એઠાં વાસણને જેમ માંજવાં પડે છે, ને તે ધૂળ કે રાખ ને પાણી (એટલે કાદવ.) થીજ બરાબર માંજી શકાય છે, તે જ રીતે રસ્તાને પણ કાદવથી અજવાળવાની જરૂર પડે છે. પરદેશી લોકો પાણીથી, અને બહુ થાય તો સાબુના પાણીથી, વાસણ સાફ કરે છે. પણ આપણને તો રાખ વિના ચાલતું નથી. એઠું પાત્ર માત્ર પાણીથી, ફરી પવિત્ર બનતું નથી એવો આપણા આચારશાસ્ત્રનો સિદ્ધાન્ત છે. ઉનાળામાં લગ્નસરાને અંગે રસ્તા પર અનેક ન્યાતો જમી ગઇ હોય છે. આથી એ બધા રસ્તા એઠાં થઇ જાય છે. એ એઠાં થએલા રસ્તા એકલા પાણીથી ફરી વાપરવાયોગ્ય ન થઇ શકે, એને તો અજવાળવા જોઇએ. અને રસ્તા પરની ધૂળ અને આકાશમાંનું પાણી એ બે મળીને તૈયાર થતા સુંદર કાદવ કરતાં બીજા કયા સાધન વડે એ વધારે સારી રીતે અજવાળી શકાય? આટલા માટે રસ્તાની પવિત્રતા ને સ્વચ્છતા સારૂ કાદવની અગત્ય અનિવાર્ય છે.

અને બીજું કાંઈ ન હોય તો પણ કાદવ કમળને જન્મ આપે છે એ એની સેવા ઓછી છે? તિમિરમાંથી તેજ પ્રગટે, અસતમાંથી સત ઉપજે, તેમ કાદવમાંથી કમળ ઉત્પન્ન થાય છે. ગંદા, લપસણા, દુર્ગંધ મારતા કાદવમાંથી સૌન્દર્ય, સંશુદ્ધિ ને સુવાસના પ્રતીક સમું કમલ ઉત્પન્ન થઇને આપણને સમજાવે છે કે ગમે એવી વિરૂપતામાં સૌન્દર્ય કોઇક ગૂઢ રૂપે રહેલું છે; અસહ્ય મલિનતામાં પણ વિશુદ્ધિનો વાસ છે ને મનુષ્યને પરાઙ્મુખ કરે એવી દુર્ગન્ધમાં પરિમલ પરોક્ષ રીતે વસે છે. ધર્મની પેઠે એ સાચું તત્ત્વ ગુફાઢાંક્યું હોય છે. ત્યાંથી તેને શોધી કાઢવું એ જ જીવનનું રહસ્ય છે.

[ ૫ ]

# આળસ

ત્રણેક દિવસ પર મારા પર એક મિત્રનો પત્ર આવ્યો હતો. તેમાં લખ્યું હતું કે 'હમણાં હમણાં તું આળસુ બની ગયો છે અને આળસ એ ન માફ થઇ શકે એવો ગુનો છે.'

આ વાંચી હું ગાઢ વિચારમાં પડી ગયો. આળસ એ ગુનો છે? ને ન માફ થઇ શકે એવો કોઇ પણ ગુનો હોઈ શકે ખરો? ઘણો સમય એમ ને એમ ચાલ્યો ગયો ને મને યાદ આવ્યું, કે હજી મેં મારા મિત્રનો પત્ર પૂરો વાંચ્યો યે નથી, ને મેં એ પત્ર ફરી વાંચવો શરૂ કર્યો. એકએ પંક્તિ વાંચી ન વાંચી ને ફરી પાછો, આ પત્ર તરત ને તરત હું પૂરો કેમ ન વાંચી શક્યો એવા વિચારમાં હું ડૂબ્યો. વિચારમાં ને વિચારમાં જમવાનો સમય થઈ ગયો ને એ પત્ર અણુવાંચ્યો જ રહ્યો. ત્યાર પછી અનેક વાર મેં એ પત્ર વાંચવાનો પ્રયાસ–પ્રામાણિક પ્રયાસ–આદરેલો, પણ એ પ્રયાસમાં છેક આજે હું સફળ થઈ શક્યો. જે પત્ર વાંચતાં ત્રણ દિવસ

થયા તેનો જવાબ કોણ જાણે હું ક્યારે લખી શકીશ? આખરે પાછો એ મિત્રનો બીજો પત્ર આવશેઃ 'તું કેટલો આળસુ છે? મારા પત્રનો જવાબ પણ નથી લખતો?' બીજો પત્ર આવશે એટલે હવે તો જરૂર જવાબ લખી કાઢું એવો નિશ્ચય કરી હું જવાબ લખવાનો વિચાર કરીશ અને એ વિચારમાં ને વિચારમાં એટલો મગ્ન થઇ જઇશ કે જવાબ લખવો રહી જશે! પાછા થોડા દિવસ થશે, એટલે આવશે એનો ત્રીજો પત્ર. ત્રણ ત્રણ પત્રોનો જવાબ ક્યાં લખું? હવે તો એને મળીશ ત્યારે મોઢે વાત કરીશ એમ વિચારી હું ત્રણે પત્રોને ફાડી ફેંકી દઇશ, અને મારા આલસ્યની અજોડતા મારા મિત્રના મનમાં દૃઢ રીતે સ્થાપિત થશે.

આ ભવિષ્યકથન મેં કર્યું છે તે ગ્રહાદિની ગણતરી પરથી નહિ, પરંતુ ભૂતકાળના અનેક અનુભવોને બળે. મારા જેવો બીજો આળસુ આ પૃથ્વીને પાટલે વિરાજતો નહિ હોય એમ મારા સંસર્ગમાં આવનાર બધા જ માને છે. 'જોજો હોં, તમે પાછા આળસમાં ને આળસમાં કંઇ કરશો જ નહિ.' 'જરા તમારૂં આળસ ખંખેરી નાખી આટલું કામ ન કરી આપો?' 'તમને આળસ તો આવશે, પણ આટલું કર્યા વિના—અને તે ઉતાવળથી કર્યા વિના ચાલે તેમ નથી.' 'તમારૂં આળસ તો જગજાહેર છે, પણ આ કામ બહુ મહત્વનું છે એટલે એ વિષે વધારે કહેવાની જરૂર નથી.' 'હું જાણું છું કે આ કામ હું કોને સોંપી રહ્યો છું, પણ એક વાર તો તમે તમારૂં હમેશનું આળસ ઉડાવી દઇ તમારા મિત્રોને ચકિત કરી નાખજો.' મને કામ સોંપતી વેળા કોઇ પણ મનુષ્ય આવી કે આ પ્રકારની સૂક્તિ મને સંભળાવ્યા સિવાય રહી શકતુ નથી.

'આળસુ માણસની જીંદગી એળે જાય છે. એ જગત પર

ભારરૂપ છે. ગમે તેવા હોશિયાર માણસો પણ આળસુ હોય તો કંઈ પણ કમાયા કર્યા વગર બહુ બહુ દુઃખો ભોગવીને પોતાની જાતને ને પોતાનાં કુટુંબને હેરાન હેરાન કરી આખરે મરી જાય છે. આળસ એ મોટામાં મોટો ગુનો છે.' એવાં વાક્યો મેં ઘણી વાર સાંભળ્યા છે ને કેટલીક વાર, મારે કંઈ કામ હોય તો, મારા ઘાટીને તેમજ દોસ્તદારોને ને નાનાં બાળકોને મેં પોતે પણ કહી સંભળાવ્યાં છે.

પરંતુ સાચું પૂછો તો આળસને ગુનો શી રીતે કહી શકાય? કોઇને લૂંટવો, પારકાની સ્ત્રીને ઉઠાવી જવી, કોઇ માણસને જમપુરીમાં મોકલી દેવો, એ બધા જૂના ને જાણીતા ગુનાઓ જુઓ. એમાંથી કયો ગુનો કરનારને આપણે આળસુનું અભિધાન આપી શકીએ એમ છીએ? ધર્મના વિધિનિષેધો જુઓ, સમાજનાં ધારાધોરણો નિરખો, સરકારના કાયદાકાનૂનો નિહાળો, કોઈ પણ સ્થળે ગુનાની યાદીમાં આલસ્યનું નામ છે ખરૂં?

કોઈ પણ પ્રકારના ચાલતા આવેલા જૂઠાણાથી મનને રંગાવા દીધા વિના, કોઇ પણ પ્રકારની ખોટી લાગણીથી ઉશ્કેરાઇ ગયા વગર, બુદ્ધિપૂર્વક વિચાર કરી જુઓઃ આલસ્ય એ ગુનો છે એમ કહી શકાય? તમે કદાચ બોલી ઊઠશોઃ 'આળસ એ અલબત્ત ગુનો જ છે.' પરંતુ તર્કના પ્રદેશમાં આવી સાહસવૃત્તિ એ હેત્વાભાસને જન્મ આપનાર થઇ પડે છે. કોઈ પણ બાબતમાં અસલથી મનાતું આવ્યું છે, અથવા અમને એમ લાગે છે માટે એ ખરૂં, એવી બુદ્ધિવાદ વિરુદ્ધની વૃત્તિ ધારણ ન કરવી હોય, પરંતુ તત્ત્વજ્ઞાન અથવા ન્યાય કે તર્કની દૃષ્ટિએ બંને પક્ષ વિષેની દલીલોની બરાબર તુલના કરી પછી નિર્ણય ઉપર આવવું હોય, તો તે શાંતિથી જ થઇ શકે એમ છે. દાખલા તરીકે

સોખંડ તે સોખંડ જ ને રૂ કેમ નહિ, એવો પ્રશ્ન ઉપસ્થિત થતાં તે ઉપર, માથે ભીનો ટુવાલ મૂકી, સાત દિવસ સુધી બુદ્ધિપૂર્વક વિચાર કર્યા વિના કોઈ પણ પ્રકારનો જવાબ આપવા તત્પર થવું એ બુદ્ધિમાનને છાજે એવું નથી.

તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ વિચારતાં જણાશે કે આલસ્ય ને ગુનો એ એકબીજાથી કેવલ વિભિન્ન વસ્તુ છે. ગુનાને મુખ્યતઃ બાહ્ય જગત સાથે સંબંધ છે, આલસ્ય એ આંતર સૃષ્ટિનો પરિપાક છે. ગુનેગાર પોતાનાથી વ્યતિરિક્ત બાહ્ય ઉપાધિઓનો આશ્રય શોધે છે, આળસુ હમેશાં स्वे महिम्नि–પોતાના ગૌરવમાં જ–સ્થિત રહે છે. ગુનેગાર દ્રવ્ય–અદ્રવ્ય, અજવાળું–અંધારૂં, સ્ત્રી–પુરુષ, કાયદો–વકીલ, સિપાઇ–કેદખાનું ઇત્યાદિ દ્વન્દ્વોમાં રચ્યોપચ્યો રહે છે, આળસુ બધા દ્વંદ્વોથી પર છે. ગુનેગારના ચિંતનને અંતે કાર્ય હોય છે, આળસુના ચિંતનને અંતે નિદ્રા હોય છે. ગુનેગારના કાર્યની ફલસિદ્ધિ કેદખાનામાં થાય છે, આળસુના કાર્ય–અથવા કાર્યાભાવ–ની ફલસિદ્ધિ મોક્ષરૂપે મળે છે.

તર્કશાસ્ત્રની દૃષ્ટિએ જોતાં પણ આલસ્ય ને ગુના વચ્ચે રહેલો ભેદ તરત જણાઇ આવશે. આલસ્ય એ ક્રિયાનો અભાવ છે ને ગુનો એ ક્રિયાનો જ પ્રભાવ છે. ગુનો કરી શકાય છે; આલસ્ય તો સ્વયમેવ આપણા હૃદયમાં ઉદય પામે છે. ગુનેગાર અમુક વિશિષ્ટ કાર્ય કરે છે; આળસુ કોઈ પણ કાર્ય કરતો નથી. ગુનેગાર ન કરવાનું કામ પણ કરે છે; આળસુ કરવાનું કામ પણ કરતો નથી. ગુનેગાર કાર્ય કરતાં પહેલાં અધિકાર, પ્રયોજન, ફલસિદ્ધિ, સાધનાદિનો વિચાર કરી પછી પ્રવૃત્ત થાય છે, આળસુ કોઈ પણ જાતનો વિચાર કર્યા વિના જ નિવૃત્તિ-પરાયણ રહે છે.

આર્થિક દૃષ્ટિએ તપાસતાં ગુનેગાર ગુનો કરી અઢળક દ્રવ્ય

સંપાદન કરે છે, અથવા તો દેવાળું કાઢે છે. આળસુ લક્ષાધિપતિ પણ નથી થતો, તેમજ દેવાળું યે નથી કાઢતો.

આમ કોઇ પણ રીતે આલસ્ય ને ગુનાનો એકાત્મભાવ સિદ્ધ કરવો કઠિન છે. એટલું જ નહિ, પણ જેમ જેમ એ વિષયમાં આપણે ઊંડા ઊતરતા જઇએ છીએ તેમ તેમ એ બન્ને વચ્ચે રહેલો તાત્ત્વિક ભેદ પ્રત્યક્ષ થતો જાય છે.

આલસ્ય એ ગુનો નથી, એટલુંજ નહિ, પણ ગુનામાત્રનો એ અચૂક ને રામબાણ ઉપાય છે. કાયદા ઘડવાથી, શિક્ષા કરવાથી, કાળે પાણીએ કાઢવાથી, સમાજમાંથી બહિષ્કૃત કરવાથી ગુનેગારો કદી પણ સુધરતા નથી એ, જોવું ન ગમે એવું, છતાં વગર પ્રયત્ને દેખાઇ આવતું સત્ય છે. કેટલાક લોકો ગુનેગારોને કેળવણી આપવાની વાત કરે છે. પરંતુ તેઓ જાણતા નથી કે એમ કરવાથી ગુનેગારો કેળવાએલા બનશે એટલું જ, એથી વધારે ફેર નહિ પડે. ગુનેગારોને કેળવણી આપવી એ તીજોરી ફાડનારના હાથમાં ચાવી આપવા સરખું છે. કેળવણી પામીને ગુનેગારો વધારે સારી રીતે, કાયદાની જાળમાં ફસાઇ ન પડાય એ પ્રકારે, મોટા પાયા પર, ગુનાઓ કરતા થશે. ખરૂં પૂછો તો જગતમાં બિનકેળવાએલા ગુનેગારો કરતાં કેળવાએલા ગુનેગારો જ વધારે છે. કાયદા, શિક્ષા, કેળવણી ઇત્યાદિની ખોટી ધાંધલ છોડી દઇને ગુનેગારોને આલસ્ય કેળવતાં શીખવીએ તો ગુનાઓનું પ્રમાણ તરત જ ઓછું થઈ જાય. 'રાજા કંઇ પણ ખરાબ કૃત્ય કરતો નથી' એવી અંગ્રેજીમાં કહેવત છે. પણ એ કહેવતને સાચી પાડવા માટે રાજા કંઇ પણ કૃત્ય જ ન કરી શકે એવી રીતે રાજસત્તાને મર્યાદિત કરવી પડી, તેવી જ રીતે કોઇ અપકૃત્ય ન કરે એટલા માટે તેને કંઈ પણ કૃત્ય કરતો જ બંધ કરી દેવો જોઇએ.

હું પોતે ગુનેગાર તરીકે દીપી ઊઠું એમ નથી. મેં મોટા ગુનાઓ કર્યાં નથા, તેનું કારણુ એ નથી કે મારૂં નૈતિક બલ બહુ ઊંચા પ્રકારનું છે, અથવા મારામાં અદ્દભુત સંયમવૃત્તિ છે, કે મને ગુના કરવાનું મન જ થતું નથી. સામાન્ય ગુનેગારના સંયમ ને નૈતિકબળ કરતાં મારામાં ખાસ વધારે સંયમ કે નૈતિકબળ છે એમ હું દઢતાથી કહી શકું એમ નથી. અને ગુના કરવાનું મન તો મને અનેક વાર થઈ આવે છે. કોઇ કોઈ વખતે અમુક વ્યક્તિઓની ડોકી મરડી નાખવાની મને તીવ્ર ઉત્કંઠા થઈ આવે છે. કોઇક પરકીયા સુંદરીને નસાડી જવ નો વિચારે મેં ક્વચિત્ કર્યો હશે. મારી જૂની ફાટેલી છત્રી મૂકીને બીજાની નવી ને સારી જાતના છત્રી ઉપાડી જવાની ઇચ્છા દર ચોમાસે મને થાય છે. કોઇક કોઇક વાર વડોદરાની સેંટ્રલ લાયબ્રેરી ને રૉયલ એશિયાટિક સોસાઇટીની લાયબ્રેરી પર ધાડ પાડવાનો અદમ્ય અભિલાષ મારામાં જાગે છે. કેટલીક વાર અમુક લેખક કે ચર્ચાપત્રીની છાલ ઉખેડી નાખવાનું મને મન થઇ જાય છે. પરંતુ આમાંનું કાંઇ પણુ હું કરતો નથી, તેનું કારણુ એટલું જ કે હું જન્મથી જ આળસુ છું અને આવા આવા વિચારો કરીને જ કાર્ય કર્યાનો હું સંતોષ માની લઉં છું. મારી આલસ્યવૃત્તિએ જ મને ભયંકર ખૂની, જબરો ઉઠાવગીર, ચાલાક ચોર, કે છાકટો મવાલી થતો અટકાવ્યો છે.

આલસ્ય વિષે આ સિવાય બીજા અનેક જાતના ભ્રમ પ્રવર્તે છે. આળસુ માણસ હમેશ નવરો હોય છે; આળસુ માણસ દુનિયાને નુકસાન કરે છે; આળસમાં એક પણુ સારૂં લક્ષણુ હોતું નથી; આળસુ માણસ નીતિમાન કે ચારિત્ર્યશાળી થઇ શકતો નથી; આળસ કરતાં ઉદ્યોગ અનેક ધણો ઉત્કૃષ્ટ છે; આળસમાં કોઇ જાતનો આનંદ નથી, સાચો આનંદ કાર્યનિમગ્ન

રહેવામાં જ છેઃ એવા એવા પ્રકારના આક્ષેપો કરવામાં આવે છે.

આળસુ માણસને નવરો કહેવો એ વસ્તુસ્થિતિનું અન્યથાદર્શન છે. હું સ્વાનુભવને આધારે કહી શકું એમ છું કે આળસુ માણસ કદી પણ નવરો હોતો નથી. એને ફુરસદ જરા પણ મળતી નથી, માટે જ એ ધારેલાં કાર્ય કરી શકતો નથી. આરંભમાં હું મને મળેલા પત્રોનો પ્રત્યુત્તર કેમ નથી લખી શકતો તે મેં જણાવ્યું છે. તે પરથી માલૂમ પડશે કે હું જવાબ લખવાનો વિચાર એટલો બધો કરતો હોઉં છું કે જવાબ લખવાની મને ફુરસદ મળતી નથી. આજ પ્રમાણે બીજી બાબતોમાં પણ હું તે બાબતનો વિચાર કરવામાં એટલો મશગુલ રહું છું કે એ વિચારને આચારમાં ઉતારી શકતો નથી. હું અમુક કાર્ય નથી કરી શકતો તેનું કારણ એટલું જ હોય છે કે હું તે કાર્ય કરવાનો વિચાર કર્યા જ કરતો હોઉં છું. મારૂં શરીર કદાચ નિશ્ચેષ્ટ સ્થિતિમાં ઘણુંખરૂં રહેતું હશે, પરંતુ મગજ તો ચિન્તન કર્યા જ કરતું હોય છે. આને ભાગ્યે જ નવરાશ કહી શકાય.

હું ધારેલે સમયે ધારેલાં કાર્ય કરી શકતો નથી તેનું બીજું કારણ પણ છે. ધારેલું કાર્ય ને ધારેલો સમય એ બે વચ્ચે હમેશાં, કોણ જાણે કેમ, અંતર પડી જાય છે. સૂર્ય ને ચંદ્રની પેઠે એ ભાગ્યે જ સાથે આવી જાય છે. હું સવારે શાક લેવા જાઉં છું તે વેળા રસ્તામાં મફત વાચનાલય આવે છે ને હું ત્યાં જાઉં છું. વાંચીને પાછા ફરતાં એટલું મોડું થઇ જાય છે કે શાક લીધા વગર જ હું ઘેર જાઉં છું. જમવાનો વખત થતાં, બે દહાડા થયાં હજામત કરવાની રહી ગઈ છે એમ યાદ આવે છે ને એ વ્યાપારમાં ગૂંથાઉં છું અને જમવાનો વખત ન રહેવાથી ભૂખ્યો જ ઓફિસે જાઉં છું. આ ઉપરાંત અગાઉના કામ મારે એટલાં કરવાનાં રહી ગયાં હોય છે કે બીજાં

કામ આવે તો તેને મારે ઠેલવાં પડે છે. આમાં મારો વાંક નથી. કાળને એક બહુ ખરાબ ટેવ છે. એ આખો વખત ચાલ્યા જ કરતો હોય છે. એક ઘડી પણ થોભતો નથી. ગઇ કાલનું કામ હું આજે કરૂં, તો આજનું કામ આજે જ કરી શકું એટલા માટે આવતી કાલ એક દિવસ થોભી જાય તો શું ખોટું? પણ નહિ, આ તો સોમવાર પૂરો થયો કે મંગળવાર આવવાનો જ! કોણ જાણે શું છે કે એકે વાર થાક ખાવા જરા થોભતો પણ નથી. આથી જ મારાં કામ બધાં બાકીનાં બાકી રહે છે, હું આળસુ ગણાઉં છું ને ઘડીની મને નવરાશ મળતી નથી.

આ ઉપરથી જોઈ શકાશે કે આળસુ માણસ નવરો નથી હોતો, પણ તે ગઇ કાલનું કે ગયા મહિનાનું કાર્ય આજે કે આ મહિને કરતો હોય છે, અથવા તે સ્થૂલ શરીરે કાર્ય કરવાને બદલે બુદ્ધિને કસરત મળે એવા વિચારો કરતો હોય છે.

આળસુ મનુષ્યને, તું દુનિયાને નુકસાન કરે છે એમ કહેવું, એ તો અજ્ઞાનની પરાકાષ્ટા છે. ઉપર જણાવ્યા પ્રમાણે ઉદ્યાગી મનુષ્યો જ ગુનો કરી શકે છે. આળસુ માણસ બિચારો કંઈ કરતો નથી, તો નુકસાન તો ક્યાંથી જ કરે? જગતને કોણે નુકસાન કર્યું છે તે કહેવું બહુ મુશ્કેલ છે. કુ. મેયોને મતે હિંદુસ્થાન જગતનું અકલ્યાણ કરી રહ્યું છે. પ્રાચીન પ્રણાલિકાઓના પક્ષપાતીના અભિપ્રાય પ્રમાણે યુરોપ ને અમેરિકા જગતને વિનાશને માર્ગે ઘસડી રહ્યાં છે. કેટલાક રાજનીતિજ્ઞો અને ડાવકા ઠરેલા મવાળોના મતે મહાસભા દેશનું ને દુનિયાનું નિકંદન કાઢી રહી છે; મહાસભાવાદી અને પ્રજાને મતે આ સરકારની નોકરશાહીએ દેશને દુઃખના દાવાનળમાં ધકેલ્યો છે. રશિયા સિવાયના યુરોપના બધા દેશોના મતે બોલ્શેવિઝમે જગતનું ભારેમાં ભારે અહિત કર્યું છે; બોલ્શેવિસ્ટોના કથન પ્રમાણે

રાજસત્તાએ ને પ્રજાસત્તાના નામે ચાલતા મૂડીવાદે જગતને નરક તુલ્ય બનાવ્યું. શ્રદ્ધાળુઓના મન્તવ્ય મુજબ નાસ્તિકો સૃષ્ટિનો સંહાર કરી રહ્યા છે; અશ્રદ્ધાળુઓના કહેવા પ્રમાણે ધર્મ અને ધાર્મિકોએ જગતની ભયંકર દુર્દશા કરી નાખી છે. આ પ્રમાણે જગતનું કે દેશનું અકલ્યાણ કરવાનો આરોપ જેમના પર પ્રતિપક્ષી તરફથી કરવામાં આવે છે એવા બોલ્શેવિસ્ટો, મૂડીવાદીઓ, નોકરશાહી, મહાસભાવાદી, ધર્મના પ્રચારકો, નાસ્તિક, તેમ જ જુદી જુદી જાતનાં ઝેર શોધી કાઢનારાઓ, બોંબ બનાવનારાઓ ને વાપરનારાઓ, યુદ્ધ કરનારાઓ ને કરાવનારાઓ ઇત્યાદિ કોઇને પણ આપણે આળસુ કહી શકીએ એમ નથી. ઊલટું, એ સર્વ પોતપોતાની કાર્યપ્રવૃત્તિમાંથી નિવૃત્ત થઇ આળસુ થયા હોત તો જગતનું અકલ્યાણ કરવાનો આરોપ એમના પર કોઇ મૂકી શકત નહિ.

આલસ્યમાં એકે સુલક્ષણ નથી, આળસુ માણસ નીતિમાન અથવા ચારિત્ર્યશાળી થઈ શકતો નથી એ આક્ષેપ પણ ઉપલા આક્ષેપ જેવો જ નિરાધાર છે. ઉદ્યોગી ને કાર્યરત મનુષ્ય ચારિત્ર્ય કે નીતિની બાબતમાં આળસુ મનુષ્ય કરતાં પોતાની જાતને ઉત્કૃષ્ટ માને છે, એ હું જાણું છું. પરંતુ વસ્તુતઃ તેઓ અભિમાનનાં પૂતળાં બનવા સિવાય કોઇ પણ રીતે નૈતિક કે ચારિત્ર્યવિષયક ઉન્નતિ સાધી શકતા નથી. ઊલટું, 'અમે કેવા ઉદ્યોગી છીએ!' એવા અભિમાનમાં પ્રમત્ત બની તેઓ નિર્દોષ મનુષ્યોને મહેણાં મારવાની એકે તક જતી કરતા નથી. 'તમારી માફક મારાથી નવરા ન બેસી રહેવાય' 'અમે તો કામધંધાવાળા આદમી, તમારી પેઠે આળસુ થઈ પડી રહેવું અમને ન પરવડે' એવાં એવાં અભિમાન ને કટાક્ષનાં વચનો કોણ કાઢે છે, ઉદ્યોગી કે આળસુ? ને અભિમાન એ શું સુલક્ષણ છે? આળસુ મનુષ્ય પોતે મહેણું શાંતિથી સાંભળી લે

છે, પોતાના આળસનું એ અભિમાન કરતો નથી અને સામું સંભળાવતો પણ નથી. આમ વીરનું વિરલ ભૂષણ ક્ષમા એનામાં સ્વાભાવિક રીતે જ વસે છે. ઉદ્યોગી મનુષ્ય જો કાર્ય બરાબર ન થાય, અથવા મારા જેવા આળસુને સોંપ્યા પછી બિલકુલ ન થાય તો એકદમ કોપાવિષ્ટ થઇ જાય છે. ગાંડા ગોધા ની માફક સાનભાન ભૂલી જઇ એ ન કહેવાનું કહે છે અને ન કરવાનું કરી નાંખે છે. અને પછી તો ક્રોધમાંથી સંમોહ, સંમોહમાંથી સ્મૃતિભ્રંશ, સ્મૃતિભ્રંશમાંથી બુદ્ધિનાશ ને બુદ્ધિનાશમાંથી પ્રણાશ એ ગીતાભાખ્યા ક્રમે એ અધોગતિની ગર્તામાં ગબડતો જાય છે. કામ, ક્રોધ, લોભ, મદ, મોહ ને મત્સર એ ષડ્રિપુઓનો હલ્લો પણ ઉદ્યોગી મનુષ્ય પર જ વિશેષતઃ થાય છે. આળસુના પરના એના હલ્લાઓ, ઊંધી ગાગર પર ઢોળાએલા પાણીની પેઠે, વ્યર્થ જાય છે. ક્રોધ ને મદ ઉદ્યોગી મનુષ્યોમાં હંમેશ વિપુલ પ્રમાણમાં હોય છે એ તો ઉપર દર્શાવ્યું જ છે. કામ અને લોભ વગર કાર્યપ્રવૃત્તિ થાય જ નહિ, એટલે કાર્યમાં પ્રવૃત્ત થનારમાં પહેલેથી જ એ બે દુર્ગુણો હોય છે. અને કાર્યપ્રવૃત્તિ અફળ જતાં કે એમાં ગૂંચવાઇ જતાં મત્સર ને મોહ પણ ઉત્પન્ન થયા વગર રહેતા નથી. આમ બધા દુર્ગુણોના લક્ષ્યરૂપ બનેલા મનુષ્યો પોતાને નિષ્પાપ, શાંત, દાંત ને ક્ષમાવાન એવા આળસુના કરતાં નીતિ ને ચારિત્ર્યની બાબતમાં ચડિયાતા માને એ પણ વિશ્વની વિચિત્રતા જ ને ?

આળસુ માણસ જ સાચો આનંદ ભોગવી શકે છે. આનંદ ભોગવવાને માટે વખત જોઇએ છે અને કાર્યમાં રચ્યાપચ્યા રહેલા માણસને એવો વખત મળી શકતો નથી. જેમ મરીમસાલા નાખી નાખીને આપણી કેટલીક વાનીઓમાં મૂળ વસ્તુની મીઠાશ મારી નાખવામાં આવી હોય છે, તેમ આ જગતમાં મળી શકે

એવો મઝાનો આનંદ—જીવવાનો આનંદ—શેઠોએ કાર્યપ્રવૃત્તિ-ઓના અસહ્ય ભાર હેઠળ કચરી નાંખ્યો હોય છે. 'સૂતો છું આ કુંજે' એમ વર્ડ્ઝવર્થનું અનુગાન કલાપીએ કર્યું છે, તેમાં આ આનંદનો જ ધ્વનિ છે. કવિઓ ને આળસુઓ પડયા પડયા કાર્યભારથી સ્વતંત્ર રહીને કલ્પના ને વિચારનો નિરંકુશ આનંદ માણી શકે છે, તેવો આનંદ ઝાંઝવાનાં જળ જેવા મિથ્યા કાર્ય-વ્યાપારો વડે ધનની ને પ્રતિષ્ઠાની તૃષા છીપાવવાનાં ફાંફાં માર-નારાઓના નસીબમાં કયાંથી હોય ? 'આળસુના પાડા જેવો પડી રહ્યો છે !' એમ કહી ઉદ્યોગીઓ આળસુ અને પાડા બંનેનું અપમાન કરે છે, પણ પોતાના જન્મસિદ્ધ હક સમા આલસ્યનો આસ્વાદ માણતો પાડો અને પાંકાંના બોજો ઉપાડી ઉપાડી થાકથી દુબળો બનેલો ગધેડો અથવા ઘાંચીની ઘાણીનો બળદ —એ બેમાંથી કોને સાચો આનંદ વધારે પ્રાપ્ત થતો હશે એ વિષે ભાગ્યે જ કોઇને શંકા થાય એમ છે. પાઘડી પડી જતી અટકાવવા માથા પર હાથ મૂકી ટ્રામ પકડવાને દોડતા સદ્‌ગૃહસ્થો, 'આ કરૂં, તે કરૂં, પેલું કરૂં" એમ ખાઉંકગડું કર્યા કરતા મહાપ્રવૃત્તિકરો, 'ઓ ! આ રહી ગયું, ઓ પેલું બાકી જ છે' એમ એક પછી એક કાર્યમાં જ મશગૂલ રહેના-રાઓ: એ સર્વનાં વ્યગ્ર ને વી'લાં વદનો જુઓ, ને બીજી બાજુએ મન્દ મન્દ પવન વાઇ રહ્યો હોય, ઝરમર ઝરમર વરસાદ પડી રહ્યો હોય ત્યારે શાન્તિથી, સ્વસ્થતાથી, હીંચકે, આરામખુરશી પર કે પથારીમાં પડી રહેલા આલસ્યના અધિકારીઓની પ્રસન્ન મુખમુદ્રા જુઓ : સાચો આનંદ કોના દિલમાં વસે છે એ વિષે પછી તમને સંદેહ નહિ રહે.

उद्योगिनं पुरुषसिंहमुपैति लक्ष्मी:, उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत, 'Be up and doing' 'Awake, arise, or,

be for ever, fallen' ઈત્યાદિ પોતાની પ્રશંસાનાં વાક્યો ઉદ્યોગીઓએ પ્રચલિત કરી દીધાં છે. લક્ષ્મી ઉદ્યોગીને મળે છે એ વાત ખરી, પણ ઉદ્યોગીના સહવાસમાં રહી એ પણ ઉદ્યોગી થઇ જાય છે અને એની પાસેથી જતી રહી કોઈ બીજા ઉદ્યોગીને શોધે છે; ફરીને રહે છે ફક્ત આળસુને ત્યાં જ. શેષનાગ પર અદેખાઈ ઉપજાવે એવા આલસ્યથી સૂઈ રહેલા વિષ્ણુ ભગવાનના એ પગ ચાંપે છે, ને જ્યારે વિષ્ણુ કોઈ ભક્તને મદદ કરવા અર્થે પ્રવૃત્ત થઇ ભૂલોકમાં જાય છે, ત્યારે લક્ષ્મી અને વિષ્ણુ વચ્ચે અન્તર પડે છે. એ શું દર્શાવે છે? 'જાગો, ઊઠો, કાર્ય કરવા મંડી પડો!' એમ ઉદ્બોધન તો ઘણા કરે છે. પણ જાગીને, ઊઠીને કાર્ય કરનારાઓએ શું કર્યું છે તે કોઇ જોતું નથી. એ બધા જાગનારાઊઠનારા ને કાર્ય કરવા મંડી પડનારાઓએ દુનિયા કેવી બનાવી મૂકી છે? આજે દુનિયામાં નિરાશાવાદ વધતો જાય છે; જુવાન પુરુષો ને તરુણ લલનાઓ મૃત્યુ પામે છે કે આપઘાત કરે છે; ડોસાઓ ને ડોસીઓ મરવાની ના પાડે છે ને પરણતાં જાય છે. કલહ, કંકાસ, યુદ્ધ, ચોરી, લુંટફાટ, આપઘાત, ખૂન, નિરાશાવાદ, અનીશ્વરવાદ, સામ્યવાદ, વૈષમ્યવાદ ઇત્યાદિને ચકડોળે એ લોકોએ જગતને એવું ચડાવી મૂક્યું છે કે જગત આખું ગભરાઈ ગયું છે, કાયદાના ભંગ થયા જાય છે, લોકો નાસભાગ કરતા ફરે છે, કોઇને પોતાના જાનમાલની સલામતી લાગતી નથી ને કેટલાક તો કવિતા કરવા પણ મંડી પડયા છે!

આપણા ધર્મે નિવૃત્તિનો બોધ કર્યો છે. કર્મત્યાગ વગર મોક્ષનો સંભવ નથી એમ પોકારી પોકારીને શાસ્ત્રો કહી રહ્યાં છે. અને આલસ્ય કેળવ્યા સિવાય નૈષ્કર્મ્યની સિદ્ધિ શી રીતે સંભવે? વેદ, વેદાન્ત, ઉપનિષદ, પ્રસ્થાનત્રયી પરનાં શ્રીમચ્છંકરાચાર્યનાં ભાષ્યો એ સર્વ નૈષ્કર્મ્ય અર્થાત્ આલસ્યને પડખે ઊભાં છે.

-સામે પક્ષે..............................

પરંતુ આલસ્યના બચાવમાં આટલું બધું લખવું સાચા આળસુને ન શોભે. આલસ્ય ને આળસુઓ પર પ્રહાર કરનારા સામે એણે તો આળસાઇના ઘેનભર્યું, જ્ઞાનના ગૌરવભર્યું, મન્દ સ્મિત માત્ર કરવું જોઇએ. જવાબ આપવાની મહેનત કરે એ આળસુ શાનો? એટલે આટલી ભૂલ કરી હવે હું માત્ર મૌન–સસ્મિત મૌન ધારૂં છું.



[ ૬ ]

# ટાઈમટેબલ

'હું એક કામ કરવાનું માથે લઉં છું તે જ વેળા બીજું કાંઈ એવું આવી પડે છે કે આગલું કામ મારે મુલતવી રાખવું પડે છે ને પછી તે રહી જ જાય છે.' એક મિત્રનું અમુક કામ કરી આપવાનું મેં માથે લીધું હતું, પણ તે ન થઈ શક્યું તેના બચાવમાં મેં એમને કહ્યું.

'ત્યારે તમે એક કામ કરો.'

'મને બધા કામ કરવાનું જ શા માટે કહેતા હશે તે સમજાતું નથી. 'આરામ લો' એમ કહેનાર જગતમાંથી બધા પરવારી ગયા હોય એમ લાગે છે.'

'ના ના, હું તો એમ કહું છું કે તમે બધાં કામ વ્યવસ્થાપૂર્વક કરી શકો તેટલા માટે એક યુક્તિ કરો.'

'હા, એ ઠીક છે. યુક્તિ કરવી મને ગમે.'

'તમે ટાઇમટેબલ બનાવો.'

'હં, પછી ?'

'દરેક કામ અમુક નિયત સમયે જ કરવું. અને ટાઇમ-ટેબલ પ્રમાણે દરેક કાર્ય થયું જશે એટલે કાંઈ રહી નહિ જાય.'

'હા એ યુક્તિ સારી છે. હું અજમાવી જોઇશ.'

મારા મિત્રને તો મેં ઉપર પ્રમાણે જવાબ દીધો. પણ મને લાગે છે કે એ યુક્તિ અગાઉ અનેક વાર અજમાવવામાં આવી છે. મેં પોતે પણ ટાઇમટેબલ બનાવી તે પ્રમાણે વર્ત-વાનો પ્રયત્ન એક કરતાં વધારે વાર કર્યો હતો. પણ એથી કંઈ વળતું નથી એવો મારો સામાન્ય અનુભવ છે.

હું વિદ્યાર્થી હતો, ત્યારે ગીતાભાખી સ્થિતપ્રજ્ઞની અવસ્થા મેં લગભગ પ્રાપ્ત કરી હતી. सुखेषु विगतस्पृहः બનીને, लाभालाभौ जयाजयौ નો વિચાર પડતો મૂકી, હું હંમેશ युद्धेषु विगतज्वरः રહેતો. અર્થાત વર્ગમાં ઊંચો નંબર લાવવા વિષે કેવળ નિસ્પૃહ રહી બીજા છોકરાઓ સાથે લડવામાં મશગૂલ રહેતો. મારાં વડીલો મારી આ બ્રાહ્મી સ્થિતિ સહન કરી શક્યાં નહિ. અને કેળવણીની માયાજાળમાં ફસાવી મને શાળા–મહાશાળાની પરીક્ષાના ચક્રાવામાં નાખવાની ઇચ્છાથી, 'તારે નિયમિત વાંચવું પડશે અને એટલા માટે ટાઇમિટેબલ બનાવી એ પ્રમાણે વાંચવા માંડ' એવો હુકમ એમણે કાઢ્યો.

મેં ટાઇમટેબલ બનાવ્યું. પણ એ બનાવવામાં મને જે મહેનત પડી તેને લીધે એનો અમલ બે મહિના સુધી મારાથી થઇ શક્યો નહિ. છસાત વિષયોને તૈયાર કરવાના; તેમાં કોને કેટલું પ્રાધાન્ય આપવું, કયો વિષય ક્યારે રાખવો એ પ્રશ્નનું નિરાકરણ કરતાં સમય ને શક્તિનો એટલો બધો વ્યય કરવો પડ્યો કે ટાઇમટેબલ બનાવવાને બદલે એટલો વખત મેં થોડું થોડું પણ વાંચ્યું હોત તો હું પરીક્ષામાં બહુ ઊંચે નંબરે ઉત્તીર્ણ થાત. પરંતુ ટાઇમટેબલ બનાવવાને લીધે, હું માનું છું કે, તે

વર્ષે હું સારી રીતે પાસ ન થયો. અમુક રાગ અમુક વખતે જ ગાવો જોઇએ એવો શાસ્ત્રકારોએ નિયમ રચ્યો છે, તે પ્રમાણે અમુક વિષય અમુક વખતે વંચાય તો તેમાં સહેલાઇથી પારંગત થવાય એવી શોધ કોઇએ કરી નથી. એટલે દરેક વ્યકિતને એની શોધ પોતાની મેળે કરી લેવી પડે છે. આમ કરવામાં એટલો બધો પરિશ્રમ પડે છે કે એવી શોધ કદાચ કરી શકાય તોપણ તે પછી તેનો અમલ ભાગ્યે જ થઈ શકે છે. એક અનુભવે ડહાપણ કોઇનામાં પણ ભાગ્યે જ આવે છે. હું પણ આવા એક અનુભવે કંઈ શીખ્યો નહિ ને ટાઇમટેબલ બનાવવાના પ્રયોગ લાંબા કાળ સુધી મેં કર્યા કર્યાં.

ટાઇમટેબલ બનાવ્યા પછી, તેનો અમલ કરવામાં પણ એટલું જ દુઃખ છે. આપણે કંઇ યંત્ર નથી કે અમુક નિયમ પ્રમાણે કાર્ય કર્યા જ કરીએ. યંત્રો પણ કોઇક વાર અટકી પડે છે. અને આપણા કરતાં બીજાંઓ પર ટાઇમટેબલ વધારે આધાર રાખે છે. રવિવારે ૩–૪નો સમય દાખલા ગણવાનો હોય તે વેળા કોઇ આવી ચડે, ને આપણને ટાઇમટેબલને અનુસરતા અટકાવે, તેનો શો ઉપાય? એ ઉપરાંત ઘણી વાર ચોર છાનોમાનો ઘરપ્રવેશ કરે તે રીતે એક વિષય બીજા વિષયના પ્રદેશમાં ઘૂસી જાય છે. સાહિત્યના અધ્યયનને માટે કલાક રાખ્યો હોય, ત્યાર પછી દાખલા ગણવાનું આવતું હોય તો ઘણી વાર સાહિત્યનું અધ્યયન પોણા બે કલાક સુધી લંબાતું, ને દાખલા હવે પા કલાકમાં કેમ ગણી શકાશે કરી એટલો વખત આરામ લેવો જ ઠીક એવી વૃત્તિ મને થતી. આરામ માટે કલાક રાખ્યો હોય તો એ કલાક ચારગણો બની જતો. અને એની પછીના વિષયો લાચાર બની જોઈ રહેતા. અને આમ ટાઈમિટેબલ અનુસાર મારાથી ચલાતું નથી એવું જ્ઞાન મને

થતું ત્યારે મને એટલો પશ્ચાત્તાપ થતો, કે પશ્ચાત્તાપ કરવાનો સમય ટાઇમટેબલમાં નોંધાયો ન હોવા છતાં મારે બેત્રણ કલાક પશ્ચાત્તાપ ને હવેથી ટાઇમટેબલ પ્રમાણે જરૂર ચાલીશ એવો નિશ્ચય કરવામાં ગાળવા પડતા. ટાઇમટેબલ બનાવનાર દરેકને મારી સૂચના છે કે ટાઇમટેબલ ઘડતી વેળા તેમાં હંમેશ એક કલાક ટાઇમટેબલના ક્રમભંગ માટેના પશ્ચાત્તાપ સારૂ રાખવો. આમ કાચ, ઘડિયાળ ને સત્યની પેઠે ટાઇમટેબલ એવી નાજુક વસ્તુ છે કે તે જરા વારમાં વિકૃત બનીને ચુંથાઇ જાય છે.

કહે છે કે બધા મહાપુરુષો ટાઇમટેબલ રાખતા ને તે પ્રમાણે વર્તતા. મહાપુરુષો વિષે કહેવાય છે એમાંની ઘણી વાતો 'લઘુપુરુષો'એ જોડી કાઢેલી હોય છે. છતાં આ વાતમાં કંઇ તથ્ય હોય તો પણ તેઓ ટાઇમટેબલ ઘડીને ચાલતા હતા માટે મહાપુરુષ થયા હતા એમ વકતવ્ય હોય તો તે ખોટું છે. ટાઇમટેબલ પ્રમાણે ચાલતા માટે તેઓ મહાપુરુષ થયા એમ માનવા કરતા તેઓ મહાપુરુષ હતા માટે ટાઇમટેબલ પ્રમાણે ચાલી શકતા એમ માનવું વધારે સયુકિતક છે. ટાઇમટેબલ પ્રમાણે તો ટ્રેન પણ ચાલી શકતી નથી, તો આપણા જેવા સામાન્ય મનુષ્યનું શું ગજું કે ટાઇમટેબલ પ્રમાણે બરાબર ચાલી શકીએ ?

આગળ જણાવ્યું તેમ ટાઇમટેબલ બનાવવામાં યે દુઃખ પડે છે ને તેનું અનુસરણ કરવામાં યે દુઃખ પડે છે. પરંતુ રેલ્વેના ટાઇમટેબલની વિશિષ્ટતા એ છે કે તેને બનાવવામાં તો બહુ જ મહેનત પડે છે. એ માટે ખાસ નીમવામાં આવેલો અધિકારી મોટા પગારે લાંબો સમય એ કાર્ય પાછળ ગાળે છે ત્યારે ટાઇમટેબલ તૈયાર થાય છે. એ તૈયાર થએલા ટાઇમટેબલ પ્રમાણે બિચારી ટ્રેનો ચાલવાને બહુ બહુ પ્રયાસ

કરે છે, પણ કંઇ ને કંઇ ઉપાધિ એને નડયા વગર રહેતી નથી. આ ઉપરાંત સૌથી મોટી ખૂબીની વાત તો એ છે કે એ ટાઇમ-ટેબલ તો સમજવામાંયે બહુ મુશ્કેલી પડે છે. કેટલીક ટ્રેનો અમુક સ્ટેશનેથી ઊપડે છે એમ દેખાયા પછી એ કયાં જાય છે તેનો પત્તો જ ન લાગે. કોઇક ટ્રેન કયાં જાય છે તે માલૂમ પડે તો એ કયે સ્ટેશનથી કયારે ઊપડે છે તે ખોળતાં કપાળે પર-સેવો વળે. કેટલીય વાર 'સેવન ડાઉન' ને 'નાઈન અપ'માં* ગોથાં ખાધાં જ કરીએ. એક વાર અમારે બહુ પરિચિત નહિ એવા સ્થળે જવાનું હતું. એ માટે કઈ ટ્રેન બદલવી પડશે તે નક્કી કરવું પડે એમ હતું. ત્રણ દિવસની માથાફોડ, મતભેદ અને વિચાર ને સલાહ ઉપરાત બીજા કશાકની પણ આપલે થયા પછી માલૂમ પડયું, કે અમે જે ટાઇમટેબલ પર આધાર રાખ્યો હતો તે થોડા દિવસ પર જ બદલાઇ ગયું હતું અને અમે નક્કી કરેલી ટ્રેન અર્ધો કલાક પહેલાં જ ઊપડી ગઇ હતી! ટાઇમટેબલ પણ આમ વારંવાર બદલાયા કરે, પછી ટાઇમટેબલનું 'ટાઇમટેબલપણું' જ કેમ રહે? છતાં 'રેલ્વે'ના ટાઇમટેબલમાં વારંવાર પરિવર્તન થયા કરે છે તે પરથીજ સિદ્ધ થાય છે કે ટાઇમટેબલની પદ્ધતિ માનવજીવનને અનુકૂળ નથી.

કાળને કબજે કરવાના અનેક પ્રયત્ન થયા છે, સમય પર આધિપત્ય મેળવવા માટે મનુષ્યે કંઈ કંઈ યુક્તિ કરી છે. અવિભાજ્ય ને અખંડ સમયના કકડા કરી મનુષ્ય તેને પોતાને અનુકૂળ કરવા મથ્યો છે. દિક્કાલનું, ખરી રીતે જોતાં, અસ્તિત્વ જ નથી એમ પણ કેટલાક તત્વજ્ઞોએ સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો છે.

---

*આ 'ટાઇમટેબલ' મહા પાજી લાગે છે. એણે તમને વળી પાછા છેતર્યાં, દવેજી! 'નાઇન અપ' ન હોય, 'નાઇન' પણ ડાઉન જ હોય; એઇટ અપ કે એમ એકી જ અપ હોય.—પ્રકાશક.

આઇન્સ્ટિન જેવાઓએ એ વિષેના અત્યાર સુધીના આપણા ખ્યાલ ભૂલભર્યા હતા એમ દર્શાવ્યું છે. ટાઇમટેબલ દ્વારા આપણે વહી જતા વખતને આપણી સેવા માટે રોકવાનો પ્રયત્ન કરીએ છીએ. ચોરસ ખાનાંઓ દોરી તેની અંદર કલાકોને કેદ કરી લઇએ છીએ. પણ રવીન્દ્રનાથના એક કાવ્યમાં આવે છે કે બીજાને કેદ કરવા એક મનુષ્ય સાંકળ ઘડતો હતો, તે જેમ જેમ નવી કડીઓ બનાવતો હતો તેમ તેમ તે પોતે જ બંધાતો જતો. એ ન્યાયે આપણે ટાઇમિટેબલમાં જેમ જેમ કાળને કેદ કરવાનો પ્રયત્ન કરીએ છીએ, તેમ તેમ આપણે પોતે જ કેદ થતા જઇએ છીએ. અભેદપ્રાપ્તિનો ઉદ્દેશ રાખી હિંદુસમાજે જેમ ભેદભાવના વધારી છે, તેમ કાળને અધીન કરવાના ઉદ્દેશથી રચાએલાં આવાં ટાઇમિટેબલ આપણને જ ગુલામ બનાવે છે. ટાઇમટેબલ પ્રમાણે ચાલવાને હું બંધાએલો છું. મારી રુચિઅરુચિની એને જરા ય દરકાર હોતી નથી. ખરું છે કે એનો ઘડનાર હું છું. પણ પોતે જ રચેલી માયામાં બદ્ધ થતા આત્મ તત્વ પેઠે મારા ઘડયા ટાઇમટેબલમાં હું બંધાઉં છું. આપણે લાગણીવાળા પ્રાણી છીએ, અમુક વખતે અમુક વસ્તુ આપણને ગમે ને બીજે સમયે ન પણ ગમે. દર સોમવારે ૧૨–૧ સુધી મને દાખલા ગણવા ગમશે જ એમ કેમ કહી શકાય? પણ ટાઇમટેબલ તો અમુક વખતે અમુક જ વસ્તુ કરવી પડશે એવો આગ્રહ કરે છે. હંમેશ એના આગ્રહને વશ થઇએ તો આપણે નિરંતર ઉપરિની શેહમાં દબાતા નિર્બળ મનના 'કલાર્ક' જેવા બની જઇએ અને એના હુકમનો અનાદર કર્યા કરીએ તો કાયદાનું ઉલ્લંઘન કરવાની ટેવવાળા ગુનેગાર થઇ જઇએ. આમ ટાઇમટેબલનું અનુકરણ કરીએ તો નિર્બળ મનવાળા થઇ જવાનો ને અનુકરણ ન કરીએ તો ગુનેગાર થવાનો એમ બંને

પ્રકારનો ભય ટાઇમટેબલ ઘડવાથી આપણે માથે ઊભો થાય છે.

આપણું આખું જીવન અનિશ્ચિતતાથી ભરેલું છે. તેમાં ટાઇમટેબલને અવકાશ જ નથી. છતાં મારા મિત્રની સલાહ પ્રમાણે દરેકે ટાઇમટેબલ બનાવવું તો ખરું જ. એથી મનને એક પ્રકારનો સંતોષ રહેશે. પણ એ પ્રમાણે ચાલવા વિષે ચિંતા ન રાખવી. ટાઈમટેબલ રાખ્યા છતાં એ જાણે હોય જ નહિ એમ વર્તન રાખવું. આમ કર્યાથી ટાઇમટેબલ રાખવા ન રાખવા બંનેનો લાભ મળી શકશે.



[૭]

# ઊંઘની દવા

આજે મારા લેખોમાં રહેલા એક અપૂર્વ ગુણની ખબર પડી.

મારા લેખોના નિયમિત વાંચનારા એક સદ્‌ગૃહસ્થ મને આજે અચાનક મળી ગયા. તેમણે લખાણનાં વખાણ કરતાં કહ્યું: 'તમારા લેખો હું હંમેશ વાંચું છું.'

'ઘણું સારૂં કામ કરો છો' મેં જવાબ દીધો.

'ભાઇસાહેબ, તમારાં લખાણોનાં તો જેટલાં વખાણ કરૂં એટલાં ઓછાં' એમણે કહ્યું.

'તદ્દન ખરી વાત છે' મેં સંમતિ દર્શાવતાં કહ્યું.

'એનાથી ઊંઘ બહુ સારી આવે છે' એમણે કહ્યું.

'ઊંઘ ?' મેં ચકિત થઇને પૂછ્યું.

'હા, ભાઇસાહેબ, ઊંઘ. કેટલા યે વખતથી મને બરાબર ઊંઘ નહોતી આવતી. વૈદ્ય-ડૉકટરની દવા કરી જોઇ. સૂતાં પહેલાં બ્રાંડી તેમજ પોટશિયમ બ્રોમાઇડનો પ્રયોગ પણ કરી જોયો. છતાં ઊંઘ નહોતી જ આવતી. એક દિવસ અચાનક તમારૂં લખાણ વાંચવામાં આવ્યું. તે વાંચતાં વાંચતાં ઊંઘી ગયો તે બીજે દિવસે બપોરે જાગ્યો. જાગીને

પાછું તે લખાણુ વાંચવું શરૂ કર્યું તો અર્ધા કલાકમાં જ ફરીથી ઊંઘ આવી તે છેક સાંજે જાગ્યો ! તમારાં લખાણો પુસ્તકાકારે છપાય તો ઊંઘ લાવવાની રામબાણ દવા તરીકે ખરીદી લેવાની મેં મારા ઓળખીતા દવાવાળાને ભલામણ પણ કરી છે.'

મારાં લખાણો વખાણવા લાયક છે એ વાત ખરી. પણ આટલાં બધાં વખાણને એ પાત્ર નથી. મારા લેખો વાંચી હજી કોઈને ઊંઘ આવી હોય એમ મેં સાંભળ્યું નથી.' મેં જવાબ દીધો ને પછી અમે છૂટા પડયા.

હું ધારતો હતો કે મારા લેખોમાંના ઊંઘ લાવવાના ગુણ વિષે ઉપર્યુક્ત સદ્‌ગૃહસ્થે કરેલી વાત ખોટી હશે. પણ એ સદ્‌-ગૃહસ્થે કરેલી વાત સાચી છે એમ મને મારા પોતાના અનુભવ પરથી જ માલમ પડયું. હું એક દિવસ લેખ લખવા બેઠો ને બેચાર વાકય લખ્યાં એટલામાં જ મને ઊંઘ આવી ગઈ. ત્રણેક કલાક રહીને ફરી લખવાનો વિચાર કર્યો ને બગાસાં આવવા માંડયાં. મારે ફરી ઊંઘી જવું નહોતું એટલે લેખ લખવાનો વિચાર માંડી વાળ્યો. આ લેખ જ્યારે લખી રહ્યો છું, ત્યારે પણ વારંવાર પથારી યાદ આવે છે ને કાગળ ને કલમનો સહવાસ ત્યજી નિદ્રા ને સ્વપ્નાંને સેવવાનું મન થઇ આવે છે. વધારે વિચાર કરતાં લાગે છે કે જ્યારે લેખ લખવાનો હું પ્રયત્ન કરતો ત્યારે ઘણુંખરૂં લેખ લખ્યા વગર જ અથવા બહુ તો એકાદ પાનું લખી હું ઊંઘી જતો, ને લખવાની શરૂ-આત કર્યા પછી ત્રણેક દિવસે, વચ્ચે વચ્ચે ઊંઘ લઇને, જેમ તેમ પૂરી કરી શકતો. આમ જેને લખતાં લેખકને ઊંઘ આવે તેનું વાચન પણ નિદ્રાપ્રેરક નીવડે એમાં શી નવાઇ ? લેખ લખનારાઓ હંમેશાં રાતે સૂતા પહેલાં જ જે લખવાનું હોય તે લખે છે અને પછી સૂઇ જાય છે. આથી લેખ અને ઊંઘ વચ્ચે

કોઈક સહજ સંબંધ હશે એમ ધારી શકાય.

પરંતુ આ ઊંઘ લાવવાની શક્તિ એ કંઈ મારાં લખાણો ની જ વિશિષ્ટ લાક્ષણિકતા નથી. એ શક્તિ માટે એને જ માન આપવું એ અન્ય અનેક પુસ્તકો, લેખો ને સામયિકોને અન્યાય કરવા બરાબર છે. આપણા સાહિત્યમાં ઊંઘ લાવવાની અદ્ભુત શક્તિ ધરાવનારાં એક નહિ, પણ અનેક પુસ્તકો, માસિકો ને અઠવાડિકો છે. બીજી પ્રજા કરતાં ગુજરાતીઓમાં અનિદ્રાના રોગ ઓછો છે એનું કારણ પણ આ જ છે. અનિદ્રાના રોગથી કોઈ ગુજરાતી પીડાતો હશે તો તે વાચનનો શોખીન નહિ જ હોય.

થોડા વખત પર મારા એક મિત્રે પોતાનો લેખ મને વાંચવા આપ્યો હતો. બીજે દિવસે એમણે મને પૂછ્યું: 'લેખ કેવો લાગ્યો ?'

મેં જવાબ દીધો: 'હજી પૂરો નથી વાંચ્યો.'

'પણ આવડો નાનો સંખો લેખ એક દિવસમાં પૂરો વંચાઈ ન રહે ?'

'નાનામોટાનો સવાલ નથી. કાલે એ વાંચવા માંડ્યો ને વાંચતાં વાંચતાં ઊંઘ આવી ગઈ' મેં કહ્યું.

'એટલે તમે એમ જ કહેવા માંગો છો ને, કે મારો લેખ શુષ્ક, નીરસ છે ?'

'મેં એમ ક્યારે કહ્યું ? પૂરો વાંચ્યા પહેલાં હું અભિપ્રાય પણ શો આપું ?'

'ત્યારે વાંચતાં વાંચતાં ઊંઘ આવી ગઈ એમ તમે બોલ્યા એનો શો અર્થ ?'

'એનો અર્થ ઊંઘ આવી ગઈ એટલો જ–વધારે નહિ.'

આમ છતાં મારા મિત્રને ખોટું લાગ્યું. 'ભલે સારો ન લાગ્યો તો એમ કહેવું હતું. પણ આવી ખરાબ ટીકા કરવાનું શું કામ ?' એમણે કહ્યું.

'તમારા પુસ્તક પરત્વે મેં કશી જ ટીકા નથી કરી. મેં તો માત્ર એક સત્ય વસ્તુનું કથન કર્યું છે.'

'અમુક પુસ્તક વાંચતાં કોઇને ઊંઘ આવે તેનો અર્થ એટલો જ કે કાં તો તે પુસ્તક નીરસ છે કાં તો તે વાંચનાર અરસિક છે.' મારા મિત્રે કહ્યું.

'એવું કંઇ નથી. એમ તો શેકસપિયર વાંચતાં મને એક દિવસ ઊંઘ આવી ગઇ હતી. પણ તેથી એમ કેમ કહેવાય કે શેકસપિયર નીરસ છે અથવા હું અરસિક છું ?'

'શેકસપિયર વાંચતાં પણ તમને ઊંઘ આવે તો મારો લેખ વાંચતાં આવે એમાં કંઇ નવાઇ નથી' મારા મિત્રે કટાક્ષમાં કહ્યું.

અને મારા અનેક નકાર છતાં હું એમના પુસ્તકને ઉતારી પાડવા માગું છું એમ જ એમણે માન્યું !

ઊંઘ લાવે એવું સાહિત્ય હંમેશાં કનિષ્ઠ પ્રકારનું જ હોય છે એવું નથી. ઊંઘ લાવવાનો ગુણ એ અવગુણ છે એમ તો કેમ કહેવાય ? આ જગતની જંજાળમાંથી ઘડીભર મુક્તિ અપાવી મનને પ્રફુલ્લ કરી શરીરને તાઝગી બક્ષનારી જે ઊંઘ તેનું વિના પ્રયાસે આવાહન કરી શકનારા ગ્રન્થો તો ઉલટા પ્રશંસાને પાત્ર છે.

મમ્મટે કાવ્યનાં પ્રયોજન તરીકે યશ, વ્યવહારજ્ઞાન, અમંગળનો નાશ અને કાન્તાની પેઠે ઉપદેશ આપવાના કાર્યને ગણાવ્યાં છે. એણે એમાં ઊંઘનો નિર્દેશ નથી કર્યો. કાન્તાના ઉપદેશમાં એનો સમાવેશ કરવો હોય તો થઇ શકે. કાન્તા પણ જ્યારે ઉપદેશ આપવા સજ્જ થાય છે, ત્યારે ઊંઘ આવી જાય છે, એવો અનુભવ ઘણાને થયો હશે. મમ્મટના મનમાં એ હશે કે નહિ તે કહી શકાય એમ નથી. છતાં સાહિત્યનાં પ્રયોજનોમાં ઊંઘ લાવવાના કાર્યનો પણ એણે છૂટો ઉલ્લેખ કરવો જોઇતો હતો.

કળાના ઉદ્દેશ ને પ્રયોજન વિષે વિદ્વાનોમાં ઘણી ચર્ચા ચાલે છે. કળાના અનેક ઉદ્દેશો સૂચવાયા છે. પરંતુ ઊંઘ લાવવા ખાતર પણ કળાનું સર્જન થઇ શકે છે—ઘણું ખરું થાય છે, એ તરફ મારા સિવાય કોઇનું ધ્યાન ગયું નથી, એ જરા નવાઇ જેવું છે. સાહિત્ય, સંગીત, શિલ્પ આદિ સર્વ લલિતકળામાં આ ઊંઘ લાવવાનો ગુણ છે, એ વાત આંખો ખુલ્લી રાખી અવલોકન કરનારને સમજાયા વિના રહેશે નહિ. ખુલ્લી રાખેલી આંખ થોડા વખતમાં જ મીંચાઇ જતાં એ ગુણનો એને સાક્ષાત્કાર થશે.

કળાનો સર્વોચ્ચ ઉદ્દેશ લક્ષમાં લેતાં પણ આ વાત સ્પષ્ટ થશે. સર્વ કળાનો આદર્શ ભોક્તાને લોકોત્તર, અપાર્થિવ આનંદ આપવાનો હોય છે. હવે જો માણસ જાગતો રહીને કળાનો આસ્વાદ લે, તો એનું ધ્યાન આસપાસની અનેક બાહ્ય વસ્તુ તરફ આકર્ષાયા વગર રહે નહિ. અને આ લોકની, આ પૃથ્વીની વસ્તુઓ તરફ ખેંચાઇ જતા મનથી લોકોત્તર કે અપાર્થિવ આનંદનો ઉપભોગ શી રીતે થઇ શકે? એવો આનંદ મેળવવો એક જ રીતે બને—એ ઊંઘી જઇને આ જગતના દૃશ્યમાન પદાર્થો પરથી પોતાનાં ચક્ષુ ને મનને આવરી લે તો જ આસ્વાદ્યમાન કળાકૃતિનો અપાર્થિવ આનંદ એ માણી શકે, અન્યથા નહિ. આ પરથી ફલિત થાય છે કે સર્વ કળાકૃતિમાં ભોક્તાને ઊંઘાડી દેવાની શકિત સ્વભાવતઃ જ હોવી જોઇએ.

શરીરવિજ્ઞાનની દૃષ્ટિએ જોતાં પણ વાંચવાથી મનુષ્યને ઊંઘ આવવી જોઇએ એ સમજાય છે. આંખને ને મગજને સંબંધ છે. મગજને ને નિદ્રાને સંબંધ છે. આંખને ને વાચનને સંબંધ છે, વાચનને ને પુસ્તકને સંબંધ છે. પરસ્પર સુસંબદ્ધ રહેલી આ વસ્તુઓ એકબીજાના કારણરૂપ શી રીતે બને છે, એ સહેલાઇથી સમજાય એવું હોવાથી અહીં એ વિષે વિસ્તાર કરવાની

આવશ્યકતા નથી.

હાલરડાં ગાઇને માતા બાળકને ઊંઘાડી દે છે, ભાષણકર્તા ભાષણ કરીને શ્રોતાઓને સૂવાડી દે છે, ગ્રન્થકાર ગ્રન્થ રચીને વાચકને સ્વપ્નસૃષ્ટિમાં મોકલે છે, કવિ કાવ્યો નિર્માણ કરી ભોક્તાને નિદ્રાસનનો અધિષ્ઠાતા બનાવે છે,—એ સર્વ પરથી કળાકૃતિમાં રહેલા ઊંઘ લાવવાના ગુણની સહેજે પ્રતીતિ થાય છે.

ઘણી વાર સારૂં ભાષણ સાંભળતાં, સુન્દર પુસ્તક વાંચતાં, હૃદયંગમ કાવ્ય લલકારતાં કે સુમધુર ગાયનશ્રવણ કરતાં ઘણાને ઊંઘ આવતી નથી. તે પરથી એ કળામાં ઊંઘ લાવવાનો ગુણ નથી એમ લાગવાનો ભય છે. પરંતુ ઊંઘ આણનારી દવાથી પણ મારા જેવા કેટલાકને ઊંઘ આવી શકતી નથી, તેથી કંઇ એ દવામાં ઊંઘ લાવવાનો ગુણ જ નથી એમ સિદ્ધ થઇ શકતું નથી. તે જ પ્રમાણે કદાચ કોઈ ભાષણ, પુસ્તક, કાવ્ય કે સંગીત આપણા પૂરતાં નિદ્રાપ્રેરક ન નીવડે, તેથી તેનામાં એવો ગુણ નથી એમ ન કહી શકાય. એ પરથી એટલું જ સિદ્ધ થઈ શકે કે આપણા પર એની ઊંઘ લાવવાની શક્તિ અસર કરી શકતી નથી, એટલા પ્રમાણમાં આપણાં હૃદય ને મન બહેર મારી ગયાં છે. બાકી કોઇ પણ પુસ્તક, ભાષણ કે ગાયન કેટલાક વિરલ અધિકારીને ઊંઘાડી દેવા સમર્થ થાય છે, એ વાતનાં અનેક ઉદાહરણ આપી શકાય.

સુરતમાં નર્મદની છબિ ખુલ્લી મૂકતાં કવિ નાનાલાલે સુંદર ભાષણ કર્યું હતું આગલા દિવસના ઉજાગરાવાળો હું એ ભાષણ સાંભળવા ગયો, છતાં મને એ ભાષણ સાંભળી ઊંઘ આવવાને બદલે ઊલટી મારી ઊંઘ ઉડી ગઇ. પણ મારી સાથે જ બેઠેલા એક રસિક સજ્જનને પાંચછ વાક્ય સાંભળતાં જ ઝોકાં ખાવા માંડ્યાં. એટલું જ નહિ, પણ એમણે મારા ખભા પર એમનું

ઊંઘતું માથું પછાડી પછાડી મને પણ ઊંઘી જવાનો મૂક ઉપદેશ કરવા માંડયો. એમના માથા કરતાં મારા ખભાની મને વધારે દયા આવવાથી બે હાથે એમના માથાને પકડી મેં દૂર ખસેડયું. એ જાગી ઊઠયા અને આંખો ફાડી નાનાલાલની વાગ્ધારા ઝીલવા ફરી તત્પર થયા. બેચાર વાકયો સાંભળ્યાં ન સાંભળ્યાં ને ફરી પાછું એમણે પોતાનું મસ્તક મારા ખભા પર ટેકવ્યું. મેં એમને જગાડયા ને ફરી ઊંઘી જવાનો એ પ્રયત્ન કરે તે પહેલાં પૂછયું: 'તમને કાલનો ઉજાગરો છે?'

'ના, કાલે તો બહુ સારી ઊંઘ આવી હતી.'

'આ ભાષણ તમને ગમતું નહિ હોય.'

'ના રે! ભાષણ તો બહુ જ સરસ છે.'

'ત્યારે ઊંઘી કેમ જાઓ છો?'

'ભાષણ સરસ છે તેમાં જ. જાણે કોઇ હાલરડું ગાઇને મને ઊંઘાડી દેતું ન હોય એમ લાગે છે. એમનું ભાષણ એવું મીઠું મીઠું લાગે છે કે લહેર આવી જાય છે ને આંખ એની મેળે મીંચાઈ જાય છે.'

મારી ખાતરી છે કે એ ભાષણ સાંભળવા આવ્યા ન હોત, તો એમને ઊંઘ ન આવત. પરંતુ ભાષણની મીઠાશથી જ એમની વૃત્તિઓ પ્રશાન્ત થઈ જતાં એમને ઊંઘ આવી જતી હતી. કલાકૃતિ વાતાવરણમાં અપૂર્વ માધુર્ય ને માર્દવ લાવી આપણી વૃત્તિઓને પ્રશાન્ત બનાવે છે અને વૃત્તિઓ શાન્ત થતાં મગજમાં લહેર આવી આપણે ઊંઘી જઇએ છીએ. આનંદનિદ્રા, રસસમાધિ તે આનું જ નામ.

લલિતકળાઓમાં આમ ઊંઘ લાવવાનો ગુણ હોવાને લીધે જ વ્યવહારપરાયણ મનુષ્યો એનો છેક તિરસ્કાર કરતા નથી. લલિતકળાનો વ્યવહારમાં વિનિયોગ એના આ ગુણને લીધે જ

થઈ શકે છે. નહિ તો એ કળા બીનજરૂરી ને નકામી થઇ પડત. આપણા દૈનિક જીવનમાં જેમ વ્યવહારૂ કળાઓની જરૂર પડે છે, તેમ નિદ્રા એ વ્યવહારને માટે જરૂરની વસ્તુ હોવાથી, અને એવી નિદ્રા લાવવા માટે લલિતકળાકૃતિઓની આવશ્યકતા પડતી હોવાથી, લલિતકળાને પણ આપણા દૈનિક જીવનમાં સ્થાન મળી શકે છે. એમ ન હોત તો કળાકારની કૃતિઓનો ઉપયોગ કળાકાર, સિવાય બીજાથી–સામાન્ય જનસમૂહથી–થાત નહિ.

મને એક વખત અનિદ્રાનો વ્યાધિ થયો હતો, ત્યારે ડૉક્ટરની લાંબો વખત દવા કરવાથી પણ તે મટયો નહોતો અને એજ ડૉક્ટરે કંટાળીને એક 'પેટંટ' દવા લખી આપી હતી તેનો ઉપયોગ કરવાથી મારો એ વ્યાધિ દૂર થયો હતો. આમ શાથી થયું તે તે વેળા હું સમજી શકયો નહોતો. પણ હવે એનું કારણ સમજાય છે. એ ડૉક્ટર મને શીશીમાં દવા આપતા; અને હું દવા વેચનારને ત્યાંથી એમની લખી આપેલી દવા લાવ્યો હતો. તે પડીકમાં બાંધી આપેલી હતી. જે કાગળનું એ પડીકું હતું તેના પર કોઇકની કાવ્યપંક્તિનો સ્પર્શ થતાં એમાં થોડોક કાવ્ય-રસ ઊતર્યો અને દવા મારફતે તે મારા શરીરમાં જવાથી મારો અનિદ્રાનો રોગ જતો રહ્યો. આ વાત કોઇને અતિશયોક્તિભરી લાગશે. પરંતુ પ્રાચીન આયુર્વેદની કે અર્વાચીન વૈદ્યકની વાતો વાંચનારને એમાં અસંભવિતતા જેવું કંઈ પણ નહિ જણાય.

આપણા વૈદ્યો ને ડૉકટરોને આપણા સાહિત્યના ગ્રંથો ને કલાકૃતિમાં રહેલા આ અપૂર્વ ગુણની માહિતી આપવી જોઇએ. એ માહિતીને બળે વૈદ્યકીય જગતમાં ખળભળાટ થઇ રહેશે અને ડૉકટરો ને વૈદ્યો દવાને બદલે પુસ્તકો ખરીદી તે વડે જગતમાંથી અનિદ્રાના રોગને નિર્મૂળ કરવા શક્તિમાન થશે.

કોઇ વૈદ્ય અથવા ડૉકટરના વાંચવામાં આ આવે ને તે ઊંઘી

ન જાય, તો તેને મારાં બધાં લખાણો ખરીદી લેવા હું આગ્રહપૂર્વક ભલામણ કરૂં છું. હું સારા 'કમિશને' એને બધી નકલો અપાવવાની ગોઠવણ કરી આપવા તથા એ બધી નકલો ખૂટી જતાં નવું લખી આપી દુનિયામાંથી અનિદ્રાના રોગને જડમૂળથી ઊખેડી નાંખવાના કાર્યમાં મદદ કરવા બંધાઉં છું....

હવે ફરી મને ઊંઘ આવવા માંડી છે અને ઊંઘવું અને લખવું એ બે કાર્ય કરવાની અનુપમ શકિત મેં મેળવેલી ન હોવાથી લખવાનું કાર્ય માંડી વાળી હું વધારે ઇષ્ટ કાર્યમાં પ્રવૃત્ત થાઉં છું.

એ કાર્યમાં પ્રવૃત્ત થતાં પહેલાં વાચકને એક સૂચના કરી લઉં. હે પ્રિય વાચક ! આટલું વાંચ્યા પછી પણ તને જો ઊંઘ આવવાની વૃત્તિ થતી ન હોય તો તારે કોઇક મોટા વૈદ્ય કે ડોકટરની સલાહ લેવી જરૂરની છે. તારો 'કેસ' ગંભીર છે.



[ ૮ ]

# આરસી

ઘણા વખત પર એક ઠેકાણે વાંચ્યું હતું કે એક ઝરા આગળ કોઇ મનુષ્ય હંમેશ કલાકો સુધી બેસી રહેતો. એ મનુષ્ય મૃત્યુ પામ્યો ત્યારે પાસે તીર પર ઉગેલા વૃક્ષે ઝરાને, પૂછ્યું: 'તારો મિત્ર મરી ગયો તેનો તને અત્યંત શોક થતો હશે. તારી સાથે કલાકોના કલાકો એ વાત કરતો.'

'મારો એ કંઇ મિત્ર નહોતો ને મારી સાથે વાત પણ કરતો નહોતો.' ઝરાએ જવાબ વાળ્યો.

'ત્યારે કાંઠે બેસી કલાકો સુધી એ કરતો'તો શું ?' વૃક્ષે પૂછયું.

'એ મારા જળમાં પોતાના મુખનું પ્રતિબિમ્બ પડતું તે જોયા કરતો.' ઝરાએ કહ્યું.

'કેવો સ્વાર્થી !' વૃક્ષે કહ્યું.

'ત્યારે એના મૃત્યુથી તને શોક નહિ થતો હોય.'

'ના, શોક તો થાય છે.' ઝરાએ ઉત્તર દીધો: 'એ જ્યારે એકીટશે મારા જળમાં જોતો ત્યારે એની આંખમાં મારૂં પ્રતિબિમ્બ

પડતું તે જોવાની મને બહુ મજા પડતી. હવે મને મારૂં પ્રતિબિમ્બ જોવાનો એવો અવસર ફરી કયાં મળવાનો હતો ?'

'તમે બન્ને આટલાં બધાં સ્વાર્થી હશો એની મને કલ્પના યે નહોતી.' વૃક્ષે ટીકા કરી.

લેખકે આગળ કંઇ લખ્યું નથી, પણ મને લાગે છે કે મનુષ્ય અને ઝરાની સ્વાર્થપરાયણતા પર ટીકા કરતી વેળા વૃક્ષ પોતે યે ઝરાના પાણીમાં પડેલા પોતાના પ્રતિબિમ્બ તરફ અભિમાનપૂર્વક જોઇ રહ્યું હશે.

પોતાની પ્રતિચ્છાયા જોવાની ઇચ્છા પ્રત્યેક મનુષ્યમાં સ્વભાવતઃ જ હોય છે. મનુષ્ય સરોવરમાં ને આરસીમાં, બીજાના હૃદયમાં ને નયનમાં પોતાના પ્રતિબિમ્બને જોવા માંગે છે. **दृष्टव्येषु किमुत्तमं मृगदृशां प्रेमप्रसन्नं मुखम्** (જોવા યોગ્ય વસ્તુ-ઓમાં ઉત્તમ કઇ ? હરિણાક્ષીનું પ્રેમથી પ્રસન્ન એવું મુખ) એમ સંસ્કૃત કવિએ, શૃંગારની મોહિનીમાં કહ્યું છે. પણ સુન્દ-રીના પ્રેમપ્રસન્ન મુખ કે બીજા કોઈ પણ સૌન્દર્ય કરતાં બીજી એક વસ્તુ દુનિયામાં વધારે જોવા લાયક છે–પોતાનું મુખ. એની સાથે સરખાવતાં બીજું કાંઇ પણ આંખને શ્રમ આપવા યોગ્ય નથી. પોતાના મુખનું દર્શન એ જ ખરેખરૂં નેત્રનિર્વાણ છે.

પરંતુ નિર્વાણની પ્રાપ્તિ કંઇ વિના સાધને થઇ શકે ? આખા જગતને જોઇ શકનારી આપણી આંખ બિચારી આપણા પોતાનાજ મુખને જોઈ શકતી નથી ! જગતમાં જે સૌથી વધારે જોવા જેવું તે એનાથી પોતાની મેળે જોઈ શકાતું નથી. જ્યારે આરસીની શોધ નહોતી થઇ, ત્યારે મનુષ્ય નિર્મળ જળમાં કે કોઈ ચળકતી વસ્તુમાં પોતાનું પ્રતિબિમ્બ જોઇ સંતોષ માનતો હશે. એનાથી પોતાના મુખદર્શનની ઇચ્છા વારંવાર સંતોષી શકાય એમ નહોતું. પરંતુ હવે આરસીની શોધ થયા પછી નેત્રનું પરમ સુખ, સ્વ-

મુખદર્શનનો અલૌકિક આહ્લાનંદ, જ્યારે જોઇએ ત્યારે સહેલાઇથી મળી શકે છે. કંઈ નહિ તો આ એક વિષયમાં આપણે આપણા પૂર્વજો કરતાં ઘણા વધારે સુખી છીએ એ નિ:સંશય છે. આપણા પૂર્વજોને પોતાનું મોં જોવા છેક નદીકિનારે જવું પડતું, ત્યારે આપણે માટે તો જરા મોં ફેરવ્યું કે આરસી તૈયાર જ હોય છે. પાષાણયુગ, લોહયુગ ઇત્યાદિ પ્રાચીન યુગોના નામ પાડયાં છે તે પ્રમાણે અર્વાચીન યુગને આરસીયુગ કહીએ તો ખોટું નથી. આ યુગમાં ઇશ્વરનું સર્વવ્યાપીપણું સંદિગ્ધ લાગે છે, પણ આરસીની સર્વવ્યાપકતા તો સ્વયંસિદ્ધ છે. હેર કટીંગ સલૂન હોય, કે વોઇસરોય માટે ખાસ જોડવામાં આવતી રેલ્વેની સલૂન હોય, પણ ત્યાં આરસી તો જોઇએ જ. પાનવાળાની દુકાનથી માંડી પ્રોફેસરોના ઓરડા સુધી સર્વત્ર આરસીનો પ્રચાર થઇ ગયો છે. ઘોડાગાડીમાં, બસમાં, રેલ્વેના પહેલા અને બીજા વર્ગના ડબ્બાઓમાં, સ્ત્રીઓની 'વેનિટી બેગ'માં કે કંકુની ડબીના ઢાંકણા પર ને કેટલાક યુવકોના ગજવામાં પણ,—બધે જ આરસીનાં દર્શન થાય છે.

કોઇકે કહ્યું છે કે કોઈ પણ સ્ત્રી ગમે તેટલી ઉતાવળમાં હોય તોપણ આરસી આગળ અચાનક આવી પહોંચતાં ત્યાં એ થોડી વાર થોભે નહિ એમ બની શકે જ નહિ. એમણે કહ્યું છે તે સત્ય છે—પણ પૂર્ણ સત્ય નથી. એમના વચનમાં 'સ્ત્રી' ને બદલે 'વ્યક્તિ' શબ્દ મૂકવો જોઇએ. આરસી આગળથી સ્ત્રીને ખસેડવી તે ખાંડ આગળથી કીડીને દૂર કરવા જેવું છે. એ કાર્ય બહુ મુશ્કેલ તો નથી. પણ દુ:ખદાયક તો છે જ, દૂર કરનારને દૂર થનાર ચટકો ભર્યા વગર ન જ રહે. પરંતુ આરસીની મોહિનીમાં કેવળ સ્ત્રી જ મુગ્ધ નથી થતી, પુરુષો પણ એટલા જ વિમુગ્ધ બને છે. અને સુંદર વ્યક્તિને જ આરસીમાં પોતાના સૌન્દર્યનું દર્શન કરવું ગમે છે એમ નથી. ગમે એવા

કુરૂપ પુરુષને પણ આરસી આગળ ઊભા રહેવાનું મન થાય છે.

મારા એક ઓળખીતા સજ્જન છે. તેઓ કહે છે કે 'હું કદી આરસીમાં જોતો જ નથી.' એઓ સુંદર નથી, તેમ ખાસ વિરૂપ પણ નથી. આરસી પર એમને કંટાળો શા માટે આવ્યો હશે તે સમજાતું નથી. પરંતુ એમના જેવા મનુષ્ય હશે તો યે બહુ જ ઓછા હશે. આરસીની અવગણના કરવી સહેલી નથી. જગતનો ત્યાગ કરી સાધુ બનેલાને પણ મેં પાનવાળાની દુકાન આગળ ઊભા રહી આરસીમાં પોતાની મુખમુદ્રાનું દર્શન કરતા જોયા છે.

પોતાના રૂપનું દર્શન કરવાની ઇચ્છા મનુષ્યમાં જન્મથી જ હોય છે. પોતે સુંદર છે એમ ધારીને જ મનુષ્ય આરસીમાં જોવા માંગે છે એમ નથી, પણ આરસીમાં જોવાથી સ્વરૂપદર્શનની સ્વાભાવિક વૃત્તિ સંતોષાય છે, માટે જ કુદરતી રીતે મનુષ્ય આરસી આગળથી પોતાનું મોં જોયા વિના ખસી શકતો નથી.

આપણામાં આ વૃત્તિ જન્મથી જ નહિ, પણ તેથી યે પહેલાંની ઊતરી આવી છે. આપણા પૂર્વજો–વાનર–માં પણ સ્વમુખદર્શન માટે કુતૂહલ હોય છે એમ એક અમદાવાદી ગૃહસ્થની વાત પરથી મારી પ્રતીતિ થઇ છે. એમને ત્યાં અગાસીમાં ચણાની દાળ તડકે નાખી હતી તે ખાવા એક વાંદરો ધસી આવ્યો હતો, પણ દાળ ખાતાં ખાતાં એની નજર ચહાના ડબાના ચળકતા ઢાંકણા તરફ ગઇ. દાળ ખાવી બંધ કરી એણે ઢાંકણું ઉપાડયું. તેમાં એને પોતાનું મુખ દેખાયું અને પછી તો વાંદરો ઘેલો થઇ ગયો. ખાવાબાવાનું ભાન ભૂલી ઢાંકણાની અંદર દેખાતા પોતાના પ્રતિબિમ્બ સામે જાતજાતની ચેષ્ટા કરવા લાગ્યો. પેલા ગૃહસ્થે એની પાસેથી ઢાંકણું છોડાવવા કંઇ કંઇ પ્રયત્નો કર્યાં. એના આગળ વાનરોને પ્રિય એવા જાત જાતના ખાદ્ય પદાર્થ ધર્યા,

પણ કોઇ પણ ઉપાયે વાંદરાએ આરસી સમા એ ઢાંકણાનો ત્યાગ ન કર્યો અને ગયો ત્યારે એ ઢાંકણું ઉપાડી ગયો. વાનરસૃષ્ટિમાં એ નવીન આરસીને પરિણામે કેવો સંક્ષોભ મચી રહ્યો હશે એ કલ્પનાતીત વિષય છે.

મનુષ્ય ગમે તેવો સુસંસ્કૃત ને સુશિક્ષિત હોય તોપણ આપણા જંગલી પૂર્વજો પાસેથી વારસામાં મળેલા સુષુપ્ત સંસ્કારોનો નિતાંત વિનાશ એનાથી સાધી શકાતો નથી. કોઇક ઉદ્દીપન કારણ મળતાં એ વાસના જાગ્રત થઈ આવે છે, એમ માનસશાસ્ત્રીઓ કહે છે. આરસીને જોતાં મનુષ્યના મનમાં એ વાનર તરફથી વારસામાં મળેલા સંસ્કાર ઉદ્દીપ્ત થાય છે. કોઇ હોય ત્યારે આપણે આરસીમાં માત્ર આપણું મુખ જોઇને કંઇક ડાઘ-બાઘ હોય તો તે સાફ કરીને, અથવા વાળ સમારીને ટોપી બરાબર ગોઠવીને અટકી જઇએ છીએ, પણ એકાંતમાં તો આરસી આગળ થોડાઘણા પણ ચાળાચસકા કરવાનું મન બધાંનેજ થતું હશે. મને લાગે છે કે આ વૃત્તિનાં મૂળ વાનરથી યે વધારે ઊંડાં છે. ઇશ્વરને એકલપણું સાલ્યું ને એને થયું, एकोऽहं बहु स्याम् (હું એકલો છું તો હવે બહુ થાઉં) એમ કરીને એ અનેક રૂપે પ્રગટયો ને પછી પોતે જ પોતાનાં જુદાં જુદાં સ્વરૂપો સાથે ચેષ્ટા કરવા લાગ્યો. આરસીમાં પ્રતિબિમ્બિત થતા આપણા રૂપને જોઇને તેની સાથે ચેષ્ટા કરવાની આપણને વૃત્તિ થાય છે, તે ઉપર કહેલી ઇશ્વરની વૃત્તિમાંથી જ ઊતરી આવી હશે એમ ધારી શકાય. મનુષ્ય પોતાના પ્રતિબિમ્બ આગળ ચેષ્ટા કરીને નરસિંહ મહેતાની 'બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે' એ પંક્તિની સાર્થકતા અનુભવે છે.

ઇશ્વરની પેઠે એકના અનેક થવાની ઇચ્છા આપણામાં સ્વાભાવિક રીતે જ રહેલી છે. જાયામાં પતિ પુત્રરૂપે ફરી અવતાર

ધારણ કરે છે એવું આપણા શાસ્ત્રકારનું વચન છે, તે પણ આ જ વાતનું સમર્થન કરે છે. આપણામાં આખી દુનિયા સમાવવા આપણે ચાહીએ છીએ. દુનિયા માટે આપણે છીએ, એમ આપણને લાગતું નથી, પણ આપણા માટે દુનિયા છે એમ જ લાગે છે. अहं ब्रह्मास्मि એને જ આપણે મહાવાક્ય માનીએ છીએ. આરસી કંઇક અંશે આપણી આ વૃત્તિને સંતોષે છે. આરસી વડે આપણે એકના અનેક તો નહિ, પણ બે થઇએ છીએ અને એક જ ઓરડામાં સામસામી બે આરસીઓ હોય તો એકના અનેક પણ થઇ શકીએ છીએ. ઇશ્વરે એકના અનેક થવાની ઇચ્છાને લીધે આખું વિશ્વ રચ્યું તે કરતાં આરસીથી ભરેલા ઓરડામાં એ ઊભો રહ્યો હોત તો વધારે સરળતાથી એ પોતાની ઇચ્છા તૃપ્ત કરી શકત. આખી દુનિયા સરજાવવાની એને મહેનત ન લેવી પડત. કદાચ વિશ્વ એ જ એની આરસી હશે.

ગૃહિણીને ઘરની શોભા ગણી છે, પણ તે ઉપચારવચન હોય એમ લાગે છે. ઘણી વાર તો ગૃહિણી ઘરની શોભાને બદલે અશોભારૂપ બની જાય છે. કેટલા યે પ્રતિષ્ઠિત પુરુષો પત્નીથી શરમાય છે ને કોઈ સારા મનુષ્ય પોતાને ત્યાં આવે ત્યારે પત્નીને બીજા ઓરડામાં મોકલી દે છે. ઘરની સાચી શોભા તો આરસી છે. મોટાં મોટાં મંડળોમાં તેમજ મહાલયોમાં શોભાની અભિવૃદ્ધિ કરવાને અર્થે મોટા આરસાઓ ને તકતાઓ ટાંગવામાં આવે છે.

સ્ત્રીથી યે વધારે સ્નિગ્ધતા આરસીમાં હોય છે. પત્ની પતિદેવની છબિ હૃદયમાં આલંકારિક રીતે ધારણ કરે છે, ત્યારે આરસી તો તેનું ખરેખરૂં પ્રતિબિમ્બ પોતાના હૃદયપટ પર ધારણ કરી બતાવે છે. નવી આરસીની ચમક નવોઢાથી યે વધુ હોય છે. સ્ત્રીની પેઠે આરસો પણ એના પર અપરિહાર્ય કલંક

ચોંટે તો ત્યાજ્ય ગણાય છે.

આપણું પ્રતિબિમ્બ જોવા ઉપરાંત આરસી બીજા અનેક ઉપયોગમાં આવે છે. ટીખળી સ્વભાવના માણસો સૂર્યનું તેજ આરસી પર ઝીલી, કોક ગંભીર મનુષ્ય પર તેનાં કિરણો પાડી, તેને ગભરાવી મૂકે છે; કોઇક મનુષ્ય પર બહુ કામમાં રોકાએલો હોય તો તેને સ્તબ્ધ કરી દે છે.

જાહેરમાં એકબીજા સામે જોતાં શરમાતાં પ્રેમીઓ ઓરડામાં આરસી હોય તો તે દ્વારા તારામૈત્રક રચી શકે છે; તેમજ કોઇકને છાનામાના જોવું હોય—અથવા જોવો હોય—ત્યારે પણ આરસી બહુ કામ લાગે છે.

સ્વાર્થરહિત જીવનનો પરમ આદર્શ આરસી સૂચવે છે. પરાઇ છાયાને હૃદય પર ધારવા માટે જ એ અસ્તિત્વ ધારણ કરે છે; એટલું જ નહિ, ઉચ્ચ, નીચ, ગરીબ, તવંગર, સ્પૃશ્ય અસ્પૃશ્ય એવી કોઇ પણ પ્રકારની ભેદદૃષ્ટિ એનામાં નથી. જે જે એની સમીપ જાય છે તે સર્વનાં એક સરખી રીતે એ પ્રતિબિમ્બ ધારણ કરે છે. બધાનાં જ પ્રતિબિમ્બ એ ધારણ કરે છે, છતાં એ સર્વ કોઇની છાયાથી અસ્પૃષ્ટ રહે છે. સદાનું સ્થાન પોતાના અંતરમાં એ કોઇને આપતી નથી. સ્વતેજે ચમકનારાઓ દુનિયા પર પ્રભાવ પાડે છે, પણ જગતનો પ્રેમ તો પારકી તેજછાયા ગ્રહણ કરનારજ મેળવી શકે છે. પરાયા તેજે ચમકતો ચન્દ્ર ને પારકી છાયા ગ્રહણ કરતી આરસી સૌને પ્રિય લાગે છે.

આરસી આપણા સ્થૂળ જગતમાંજ વ્યાપક નથી થઇ પડી, પણ માનસિક સૃષ્ટિનું નિરૂપણ કરતા સાહિત્ય ને તત્ત્વજ્ઞાનના ગ્રંથોમાં પણ જ્યાંત્યાં આરસીના ઉલ્લેખ આવે છે. માયા વડે આપણા જ્ઞાનનું આવરણ શી રીતે થયું છે તે સમ-

જાવતાં શ્રી કૃષ્ણે यथादर्शो मलेन च કહીને આરસીની મદદ લીધી છે. અખાએ પણ અનંત રૂપની સંસૃતિ સમજાવવા સામાસામાં ગોઠવેલાં મુકુરો યાદ કર્યાં છે. 'સ્મરણમુકુર' 'મનોમુકુર,' 'સાહિત્યમુકુર,' 'દર્પણના ટૂકડા' ઇત્યાદિ પુસ્તકોનાં નામમાં પણ આરસીનાં દર્શન થાય છે; એટલું જ નહિ, જૂઠી કે સાચી રીતે સાહિત્ય સમસ્ત એ જીવનનું દર્પણ મનાય છે. કેટલીક વાર જીવન એ સાહિત્યના દર્પણરૂપ પણ બને છે. કુદરતમાં પણ માનવભાવનું આરોપણ કરતા કવિઓ, કુદરત ને એમની વચ્ચે જરૂર આરસી હશે, એમ સિદ્ધ કરે છે.

કોક ન્યાયાધીશે એક આરોપીને કહ્યું. 'તારો ચહેરો ગધેડા જેવો છે.'

'સાહેબ, આપણી વચ્ચે આરસી હોવી જોઇએ.' આરોપીએ જવાબ દીધો.

એ જાણીતા ટૂચકામાં દેખાય છે તે કરતાં ઘણું સત્ય રહેલું છે. દૃશ્યરૂપે આરસી તો દુનિયામાં ઘણે સ્થળે જણાય છે; પણ એથી એ વધારે પ્રમાણમાં અદૃશ્યરૂપે આરસીઓ આપણી આગળ રહેલી હોય છે. દુનિયામાં નરી આંખે તો કોઇને દર્શન થતાં જ નથી, પણ આવી આરસી દ્વારા જ થાય છે. આથી કેટલાકને જગત અન્યાયી અને ક્રૂર તો કેટલાકને સુંદર ને નીતિમાન જણાય છે. સ્થૂલ રૂપે આરસી આપણા સ્થૂલ શરીરનું દર્શન કરાવે છે, ને સૂક્ષ્મ રૂપે અદૃષ્ટ રહેલી આરસી આપણાં જ મનનાં ભૂતોને આપણી આગળ નચાવી લોકલીલા ને સંસારવ્યવહારને નામે તેને ઓળખાવે છે.

આરસી આગળ બહુ વાર ઊભા રહેવું તે નબળાઇની નિશાની છે, અપલક્ષણ છે, એમ કેટલાક કહે છે, પણ તે સાચું

નથી. આત્મસ્વરૂપનું જ્ઞાન એ સર્વ ધર્મોનું ધ્યેય છે. સર્વ વિચારકો પણ એ જ કહે છે. अयं तु परमो धर्मो यद् योगेनात्मदर्शनम्। [યોગ વડે આત્મદર્શન કરવું એ જ પરમ ધર્મ છે.] અંગ્રેજીમાં પણ Know thyself and everything is known એ સૂત્ર સર્વવિદિત છે. આત્માનું–પોતાનું જ–દર્શન કરવાનું છે, છતાં શાસ્ત્રાદિનાં સાધન વગર તે થઇ શકતું નથી, તે જ રીતે સ્થૂલ આત્મદર્શન આરસીની મદદથી જ થઈ શકે છે. આપણી જાતનો આપણે આરસીની મદદથી જ પરિચય કરી શકીએ છીએ. શીખ ધર્મમાં આરસીને જે મહત્વ આપવામાં આવ્યું છે તે આજ કારણને લીધે હશે. આરસીને આવું મહત્વ બીજા કોઈ ધર્મમાં નથી આપવામાં આવ્યું, પણ આરસીમાં જોવું એ પાપ છે એમ તો કોઇ પણ ધર્મશાસ્ત્રમાં કે નીતિના પુસ્તકમાં લખ્યું નથી. 'મુખડા કયા દેખો દરપન મેં? દયા ધરમ નહિ મનમેં" એમ કવિએ કહ્યું છે તે દર્પણને ઉદ્દેશીને નહિ, પણ દર્પને ઉદ્દેશીને છે એ સહેલાઇથી સમજાય તેવું છે.

આદર્શ ને દર્પણ એ બન્ને શબ્દ આરસીના વાચક છે. આરસી દર્પને વધારે છે, તેમજ આદર્શ પણ ખડો કરી શકે છે. એ તો જેવો દૃષ્ટા. ઉપનિષદ્‌માં પુત્ર પુત્ર ખાતર પ્રિય નથી, પત્ની પત્ની ખાતર પ્રિય નથી, સર્વ કોઈ આત્મા ખાતર જ પ્રિય લાગે છે; માટે તે આત્માને જોવો, તેનો વિચાર કરવો, એમ આત્મનિષ્ઠ બનવાનું કહ્યું છે. તે ઉપદેશને આગળ કરી કોઇ પુત્રકલત્રાદિનો તિરસ્કાર કરી પોતાની જાતનોજ વિચાર કર્યા કરે તો તે સ્વાર્થપરાયણ પુરુષ ઉપનિષદ્‌ના વાક્યનું રહસ્ય સમજ્યો જ નથી એમ ગણાય. આત્મપરાયણ સાધુ પણ બને ને ખલ પણ થાય. બન્ને જગતથી વિમુખ બનીને આત્મપરાયણ થાય છે. તેવી જ રીતે આરસીનો ઉપાસક સ્વચ્છ

થતાં શીખે કે મલિન પણ બને.

આરસી તો સાધન માત્ર છે. અનધિકારીના હાથમાં જઇ એ તેને ઉન્મત્ત બનાવે છે, 'હું ઘણો રૂપાળો છું' એમ તેનું અભિમાન એ વધારે છે. વિવેકી અધિકારી આરસીમાં પોતાનું પ્રતિબિમ્બ જોઇ દિલના ડાઘ દૂર કરવા પ્રયત્ન કરે છે, રૂપનું ગુમાન ધરવાને બદલે એ ખામી શોધવાને ઇંતેજાર રહે છે, ને આરસીમાં જોઇ એ વધારે નિષ્કલંક થવા મથે છે.

પરંતુ આરસીમાં પડેલા પ્રતિબિમ્બને સાચું માની લેવું એ ભૂલ છે. એ તો આભાસ માત્ર છે. વિજ્ઞાન પણ શીખવે છે કે આરસીમાં પડતી છાયા બનાવટી છે. જ્યાં એ છાયા પડતી જણાય છે ત્યાં કંઇ પણ હોતું નથી અને કોઈ પણ સાધન વડે એનું ગ્રહણ કરી શકાતું નથી, એટલું જ નહિ પણ એ છાયા હોય છે પણ અવળી. ડાબી બાજુનું જમણી તરફ અને જમણી તરફનું ડાબી બાજુએ એમાં દેખાય છે. આમ એમાં પડતી છાયા અવળી ને જૂઠી હોય છે, ત્યારે એનાથી ખરું આત્મદર્શન શી રીતે થઈ શકે? તત્ત્વજ્ઞો જેવી રીતે અધ્યારોપ ને અપવાદનો આશ્રય લઇ સત્ય બ્રહ્મનો બોધ કરે છે તેવી જ રીતે આરસી આપણી અવળી પ્રતિકૃતિ વડે આપણને યથાર્થ રૂપનું જ્ઞાન આપે છે. આરસીમાંની પ્રતિકૃતિ તદ્દન ખોટી હોય છે એમ પણ કહી શકાતું નથી. આરસી આગળ મનુષ્ય ઊભો રહે ત્યારે ગધેડાનું પ્રતિબિમ્બ નથી દેખાતું પરંતુ મનુષ્યનું જ દેખાય છે. જમણી તરફ હોય તે ડાબી બાજુએ ને ડાબી બાજુએ હોય તે જમણી તરફ એમાં દેખાય છે, તેમજ એમાં પડેલી છાયાનું ગ્રહણ થઇ શકતું નથી એ ખરું, પણ જે જમણી બાજુએ હોય છે તે જ ડાબી બાજુએ દેખાય છે ને જે ડાબી બાજુએ હોય છે તે જ એમાં પ્રતિબિમ્બિત થાય છે—અન્ય નહિ; તથા સામે ઊભેલી વ્યક્તિની જ છબિ એમાં પડે

છે, બીજા કોઇની નહિ એટલા પૂરતું એમાંનું પ્રતિબિમ્બ સાચું પણ છે. આ રીતે જોતાં માયાના સ્વરૂપ પેઠે આરસીમાં પડતા પ્રતિબિમ્બનું સ્વરૂપ પણ અનિર્વચનીય છે એમ કહેવું જોઇએ.

કેટલીક વાર આરસી આપણો ઉપહાસ પણ કરે છે. સળી જેવા માણસને એ મોટા થાંભલા જેવો જાડો ને તાડ સમા લાંબા પુરુષને વામનજી જેવો ઠીંગણો પણ બનાવે છે. સાહિત્યમાં ને ચિત્રમાં જેવાં 'કેરીકેચર્સ' આવે છે તેવાં આપણાં 'કેરીકેચર્સ' આરસીના કાચ પર પણ કોઇક વાર પડે છે. પણ એ ખોટાં છે એમ સમજીને આપણે ખીજવાતા નથી. સાહિત્યની સૃષ્ટિમાં આવાં પોતાનાં પરિહાસચિત્રો જોઇને માણસ સમજી જાય કે આ તો ખોટું ચિત્ર છે, માત્ર મજાક છે,–આરસીનો કાચ જરા જુદી રીતનો છે, તો તો કેવું સારૂં ? દુનિયા પણ કેટલીક વાર આપણું આવું પરિહાસ ચિત્ર દોરે છે. તે વેળા દુનિયા સાથે ખીજાવાને બદલે આપણે 'આ તો માત્ર મજાક છે' એમ સમજી લઇ આનંદથી હસી પડીએ તો આપણાં કેટલાં ય દુઃખો વિના પ્રયત્ને ઓગળી જાય !

કેટલાક મનુષ્યો દુનિયાને પોતાના ઘરની આરસી જ સમજી લે છે, અને જ્યાંત્યાં પોતાનાંજ પ્રતિબિમ્બ જોતા ફરે છે. આ હંમેશા દૂષણરૂપ નથી નીવડતું. બાળકને આરસીથી ભરેલા ઓરડામાં બેસાડવામાં આવે તો જ્યાંત્યાં બાળકો જોઇને એ બધા સાથે ગમ્મત કરવા મંડી પડે ને એ જ ઓરડામાં કૂતરાને રાખવામાં આવે તો આરસીમાં અનેક કૂતરાઓને જોઇને એ ભસી ભસીને મરવા પડે. તેજ રીતે દુનિયાના દર્પણમાં પોતાનાંજ પ્રતિબિમ્બ પ્રતિપળ દેખનાર કાં તો મહાસંત થાય કે કાં તો શયતાન બને. પરંતુ શયતાન બનવાનો એમાં સંભવ

વધારે છે. દુનિયા ને આરસી તો જે જે આવે તે તે સર્વને પોતાને હૃદયે રાખે છે ને જરા દૂર થયો કે જાણે એ હતો જ નહિ તેમ એને ભૂલી જાય છે. કલાઈ દીધેલા કાચ વડે ચમકતી આરસી ને માયાની ફુંકથી મીઠી લાગતી દુનિયાનું સ્થાયી સ્વામિત્વ કોઇ ધારણ કરી શકયું નથી ને કરી શકવાનું નથી. પાસેનાનાં જ પ્રતિબિમ્બો એ ઝીલે છે, 'દષ્ટિપથથી દૂર' ગએલાની એને લેશ પણ દરકાર રહેતી નથી.



[ ૯ ]

## ગર્દભ !

'અહો ! એ તો ગધેડો છે, ગધેડો ! એનાં તમે વખાણ શું કરો છો ?' એક પ્રસિદ્ધ ને પ્રતિષ્ઠિત પુરુષે, મેં આપણા એક સાહિત્યકારની એમના આગળ પ્રશંસા કરી, તે સાંભળી મને જવાબ દીધો.

આપણામાં ને જનાવરમાં અનેક પ્રકારનું સામ્ય છે. આપણે જનાવરમાંથી ઊતરી આવ્યા છીએ તેનાં લક્ષણો આપણામાં રહી ગયાં છે. એથી કે બીજા કોઈ કારણસર આપણે માણસોને ઘણી વાર જનાવર સાથે સરખાવીએ છીએ. જેની જનાવર સાથે સરખામણી કરવામાં આવે છે તેને ઘણી વાર એ ઉપમા યથાર્થ લાગતી નથી, પણ ઉપમા આપનારને પોતાને હીનોપમાનો પ્રયોગ કર્યો હોય એવું લાગતું નથી.

કેટલીક વાર મનુષ્યને પોતાને પણ જનાવર થવાનો મોહ ઉત્પન્ન થાય છે. સામાન્ય મનુષ્ય રહેવા કરતાં પોતાના નામ સાથે જનાવરનું નામ જોડવામાં એ ગૌરવ માને છે, સામાન્ય નર

કરતાં નરસિંહ ઘણો મોટો, સાધારણ મનુષ્ય કરતાં મનુષ્યશાર્દૂલ ઘણો ગૌરવાન્વિત, કેવળ રાજા કરતાં રાજવૃષભ ઘણો પરાક્રમી ગણાય છે. આટલું જ નહિ, પણ આ સિંહ, શાર્દૂલ ને વૃષભ સાથે નર, મનુષ્ય ને રાજા આવે તેથી પૂરતો સંતોષ ન થતો હોય તેમ કેટલાકો, (કંઇ નહિ તો દેખાવમાં) માણુસ જેવા માણુસનાં નામ પણ જનાવરના જેવાં પાડે છે. શાર્દૂલ, પોપટ, વનરાજ, ઉપરાંત કુલાભિધાન-અટકમાં-પણ હાથી, ઘોડા, મંકોડી, માંકડ ઇત્યાદિ નામ ધરાવતા મનુષ્યો છેક વિરલ નથી.

પ્રાચીન કાળમાં આખલા ને બળદિયા ગણાવામાં ગૌરવ લેખાતું. સંસ્કૃત કવિઓ પોતાના નાયકને આખલા કે બળદિયાની ઉપમા આપી એટલે તે નાયક ને પોતે બંને કૃતકૃત્ય થઇ ગયા એવું કંઇક માનતા. કૃશાંગી કમલલોચનાઓ એવા માનવઆખલા ને બળદિયાઓ પર વારી જતી. સ્વયંવર સમયે સખી સાથે ગૌરવથી ગજગતિએ પગલાં માંડતી, શરમાતી ને શરમાવતી, કોડભરી મુગ્ધાઓ કંપતે હાથે ને ધબકતે હૃદયે એવા મનુષ્યઆખલાના વિશાળ કંઠદેશમાં વરમાળ પહેરાવતી.

પરંતુ હવે તો પોતાને કોઇ બળદિયો કે આખલો કહે તો ખુશ થાય એવો મનુષ્ય ભાગ્યે જ હશે. સામા મનુષ્યની પ્રશંસા કરવા માટે પણ કોઇ તેને બળદિયો અથવા આખલો કહેતું નથી. એટલે સામા મનુષ્યનો ઇરાદો જોઇ, આખલા અથવા બળદિયાનો ખિતાબ પામનાર, એ ખિતાબના આપનારનો આભાર ન માનતાં એની સાથે એવી રીતના સહવાસમાં આવવાનો પ્રયત્ન કરે છે કે જેથી સુલેહનો ભંગ થવાનો સંભવ ઉપસ્થિત થાય છે, અને બંને મળી આખલાનું બિરુદ સાર્થક કરે છે.

આમ છતાં આ કરાલ કલિકાલને વિષે પણ જેમ ક્વચિત સત્યુગનાં ભૂલાં પડેલાં મનુષ્યો ભમતાં દેખાય છે, તેમ નવી

શબ્દસૃષ્ટિમાં જૂની સૃષ્ટિના શબ્દો પણ કેટલીક વાર ભૂલથી ધસી આવે છે, અને જેને માટે હમણાં તિરસ્કાર-દર્શક ગણાતા પૂર્વના પ્રશંસાવાચક શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો હોય, તે પોતે એ શબ્દોમાં રહેલી પ્રશંસાની ભાવના સમજી પણ શકે છે. આજથી થોડાક વર્ષ પર ભાવનગરની શામળદાસ કોલેજમાં લગ્નના ધારા વિષે સર પ્રભાશંકરના પ્રમુખ-પદે એક વિવાદ ગોઠવવામાં આવ્યો હતો તે પ્રસંગે ત્યાં રા. ચંદ્રશંકર પંડયા હાજર હતા. એમણે ભાષણ કરતાં રાજ્યના બે મોટા અમલદારોની સામે જોઇને કહ્યું હતું: 'આ બે વૃદ્ધ બળદો રાજ્યરથને જોરથી આમ ખેંચી રહ્યા છે, ત્યારે તમે શું રથને પાછો ખેંચી એ વૃદ્ધ બળદોને ઉત્સાહભંગ કરશો?' પોતાને કોઇ બળદ કહે—ખાસ કરીને વૃદ્ધ બળદ કહે—તો જરૂર કોઇને પણ ચીડ ચડે, પરંતુ રા. ચન્દ્રશંકર પંડયાએ અસલના સંસ્કૃત કવિઓ જે અર્થમાં એ શબ્દનો પ્રયોગ કરતા તેજ અર્થમાં એ શબ્દ વાપર્યો હતો, અને એ બંને મહાનુભાવ અમલદારો, સંસ્કૃત કાવ્ય ને નાટકના નાયક સમા પુરુષર્ષભો, 'આમાં અમારી પ્રશંસા છે, નિંદા નથી' એમ સમજ્યા હતા પણ ખરા.

પરંતુ ગેરસમજથી સભર ભર્યાં આ જગતમાં આવી સાચી સમજના ઉદાહરણો અત્યંત વિરલ છે. આખલો, બળદિયો વગેરે પ્રાચીન કાળમાં શૌર્ય કે શરીરસંપત્તિના સૂચક ગણાતા, પરંતુ ગર્દભ શબ્દનો પ્રયોગ તો પ્રાચીનકાળમાં યે કેવળ તિરસ્કાર સૂચવવા કરવામાં આવતો. ગધેડાને જનસમાજે શરૂઆતથી જ અન્યાય કર્યો છે. અનેક 'ગુણો'ના વાહક એ ગર્દભરાજને મૂર્ખતાના પ્રતીકરૂપ ગણી મનુષ્યે પોતાની ગુણજ્ઞતાનું પ્રદર્શન કરાવ્યું છે.

૧૯૩૦ની સાલમાં, મુંબઇમાં જોએલું એક સરઘસ મને

યાદ આવે છે. એ સરઘસને મોખરે એક ગધેડો હતો. તેને પરદેશી વસ્ત્રોમાં સજ્જ કરી એને ગળે પાટિયું લગાવ્યું હતું અને તે પર લખ્યું હતુંઃ 'અમે પરદેશી વસ્ત્રો પહેરીશું, કારણ કે અમે ગધેડા છીએ.' એની પાછળ ને આજુબાજુ સ્વદેશી વસ્ત્રધારી અનેક સ્ત્રીપુરુષો ચાલતાં હતાં.

એ અવનવું દૃશ્ય નિહાળી હું વિસ્મયથી સ્તબ્ધ થઇ ગયો હતો. ગધેડાને અનેક સંજોગોમાં ને અનેક સ્થિતિમાં મેં જોયો છે. પણ કોઇ પણ પ્રસંગે એની વિરલ નિશ્ચલતાને, એની અલૌકિક ઉપેક્ષાવૃત્તિને, એની અદ્‌ભુત અડગતાને જરા પણ કંપિત થતી જોઈ નથી. પણ ઉપર્યુક્ત પ્રસંગે પરદેશી વસ્ત્ર પહેરેલા એ ગધેડાને કંઇક ગોઠતું ન હોય, કંઇક અસ્વસ્થતા થતી હોય એમ એની મુખમુદ્રા પરથી મને લાગ્યું હતું.

આનું કારણ મને તે વેળા તો નહોતું સમજાયું. પણ પાછળથી વિચાર કરતાં, એને પહેરાવેલાં વસ્ત્રો જ એની અસ્વસ્થતાનાં કારણભૂત હતાં એમ મને માલમ પડયું. બાલ્યકાળમાં મેં વસ્ત્ર વડે શરીરને પહેલવહેલું ઢાંકવા માંડયું–અથવા ઢાંકવાની મને ફરજ પાડવામાં આવી–ત્યારે મને કેટલું દુઃખ થતું, કેટલી ગભરામણ થતી તેનું મને સ્મરણ થાય છે ને એ ગરીબ ગધેડા પ્રત્યે અનુકંપાથી મારૂં હૃદય ઊભરાઈ જાય છે. જેના શરીરને સૂર્યના તેજના ને અનિલની લહરીના અપરોક્ષ સ્પર્શે જ રાચવાની ટેવ પડી ગઇ છે તેને વસ્ત્રાદિની ઉપાધિ વળગાડવાથી કેટલું દુઃખ થાય છે એ વાત, નાનપણમાં વસ્ત્રોને શરીરથી દૂર રાખવાના સત્યાગ્રહી એવા આપણે, મોટપણે વસ્ત્રાદિકને જ જીવનની મુખ્ય વસ્તુ માનનારા બની, ભૂલી ગયા છીએ. નહિ તો, ગધેડાને વસ્ત્ર પહેરાવનારાઓને એથી ગધેડાને થતા દુઃખની કલ્પના માત્ર પણ તેમની એ પ્રવૃત્તિમાંથી વારતે.

ગધેડાને દુઃખ દેવાની કે તેની લાગણી દુભવવાની ઇચ્છા કોઇ પણ અહિંસાપરાયણ વ્યક્તિને થાય એ અસંભવિત છે. છતાં પરદેશી વસ્ત્રો પહેરવાથી એ ગધેડાની લાગણી દુભાતી હતી, એને પરસેવો પણ થતો હતો એ ચોક્કસ છે.

ગધેડાને આપણે કેટલો અન્યાય કરી રહ્યા છીએ, તે ઉપર્યુક્ત સરઘસ પરથી મને બરાબર સમજાયું. ભૂતદયાની વાત બાજુએ મૂકીએ તોપણ ગધેડાને વિદેશી વસ્ત્રો પહેરાવવામાં શું ઔચિત્ય રહ્યું છે તે સમજાતું નથી. 'અમે પરદેશી વસ્ત્રો પહેરીશું, કારણ કે અમે ગધેડા છીએ' એમ ગધેડાને વસ્ત્રો પહેરાવવા વિષે આપવામાં આવેલા કારણમાં સત્યનો અંશ પણ છે ખરો? પરદેશી જ નહિ, પણ સ્વદેશી–હાથવણાટ ને હાથકંતામણનાં–વસ્ત્રો પણ, કોઇ પણ ગધેડો કોઈ પણ દિવસ સ્વેચ્છાએ પહેરતો નથી એ વાત જગજાણીતી છે. જે ગુનો એની હજારો પેઢીમાંના કોઇ પણ પૂર્વજે કદી કર્યો નથી, જે ગુનો એની હજારો પેઢીમાંનો કોઇ પણ અનુજ કદી પણ કરે એવો સંભવ નથી, તે ગુનાનો આરોપ એને શિરે મૂકવો એ શું સયુક્તિક છે? અને જે કાર્ય ગધેડાના સ્વભાવની જ વિરુદ્ધ છે તે કાર્યના આરોપણના પુરાવામાં એના ગર્દભત્વને જ રજૂ કરવામાં આવે, એ તો અન્યાયની પરાકાષ્ઠા છે. મને કહેવામાં આવ્યું છે કે આનો ખરો પ્રવૃત્તિહેતુ તો એ હતો, કે આવું સરઘસ કાઢી વિદેશી વસ્ત્રો પહેરનારાઓને ગધેડા સાથે સરખાવી તેમને લોકની નજરમાં હલકા પાડવા. આવો હેતુ હશે કદાચ. પણ એ હેતુ આવી પ્રવૃત્તિથી સધાય ખરો? અને આવા હેતુથી પ્રવૃત્ત થઇ ગધેડાનું—એની આખી જાતનું—અપમાન કરવું એ કયાંનો ન્યાય? ગધેડાને વિદેશી વસ્ત્રો પહેરાવવાથી વિદેશી વસ્ત્રો પહેરનારનું અપમાન થયું હોય એમ મને લાગ્યું નથી, એમને પોતાને પણ એમ લાગ્યું હોય એમ

તેમના વર્તન પરથી જણાતું નથી. પણ એ કાર્યથી ગધેડાનું અપમાન થાય છે.

વિદેશી વસ્ત્રો પહેરવાનો આગ્રહ રાખનારાઓમાં દેશાભિમાનનો અભાવ છે એમ દર્શાવવા તેમને ગધેડા સાથે સરખાવવા એ યોગ્ય છે? એ ઉપમા શું અવાસ્તવિક નથી? ગધેડા કોઈ પણ વસ્તુ માટે જાણીતા હોય તો તે પ્રચંડ અવાજે ભૂંકવા માટે—દેશાભિમાનના અભાવ માટે નહિ. ઊલટું, ગધેડાની પ્રકૃતિ ને પ્રવૃત્તિની જેને જરા પણ માહિતી હશે તેને એના દેશાભિમાનની ને એની સ્વાતંત્ર્યપ્રિયતાની પ્રતીતિ થયા વગર રહેશે નહિ. માતૃભૂમિની જે ધૂળને આપણે કવિતામાં વખાણીને આપણે માથે ચડાવીએ છીએ, તે ધૂળમાં, ગધેડો, કવિતામાં નહિ પણ ખરેખર, આળોટે છે. વિદેશી વસ્ત્રોનો જ નહિ, પણ પ્રત્યેક વસ્તુનો એના જેવો સંપૂર્ણ બહિષ્કાર કોણે કર્યો છે? પરદેશી સંસ્કાર ને પરદેશી સંસ્કૃતિની ગંધ માત્રને પણ પોતાના જીવનમાં પ્રવિષ્ટ થવા ન દીધી હોય એવા, એના જેવા, કેટલા છે? અને જ્યારે કોઇ ગર્દભરાજ પ્રચંડ અવાજે ભૂંકે છે, ત્યારે લૂંટી લેવામાં આવેલી પોતાની સ્વતંત્રતા પાછી મેળવવા માટેના ગંભીર પોકાર જેવો એનો અવાજ નથી લાગતો?

અન્યને અન્યાય કરવો એ માનવકુલનો જન્મસિદ્ધ હક્ક હોય એમ લાગે છે. સગાંવહાલાંને, મિત્રને, ઓળખીતાંને, અજાણ્યાંને, શત્રુને, પશુને, કુદરતને, ઈશ્વરને અને આપણને પોતાને આપણે અન્યાય કરતા જ જઇએ છીએ. પરંતુ એ સર્વમાં સાથી વધારે અન્યાય આપણે કોઇને પણ કર્યો હોય તો તે ગધેડાને છે. જે આપણો વધ કરે છે તે સિંહ અને વ્યાઘ્રને, તથા રસ્તે મળતાં જે આપણને ઉથલાવી પાડે છે તે આખલાને આપણે શૌર્યના ઉપમેય બનાવ્યા છે. અને જેણે સ્વપ્નમાં યે આપણું અહિત ચિંતવ્યું

નથી, જે આપણો ભાર ને માર મૂગે મોંઢે ખમ્યો જાય છે તે ગધેડાને આપણે મૂર્ખતા ને ઉપહાસનો ઉપમેય માન્યો છે! શી કૃતઘ્નતા! કેવું વિપરીત દર્શન!

બીજાં સર્વ પ્રાણીઓ કરતાં મનુષ્યને ગધેડા સાથે વધારે સંબંધ છે. દરેક માણસને એકાદ વાર તો ગધેડાનું અભિધાન મળ્યું જ હોય છે. આપણે મોઢે નહિ, તો આપણી પાછળ પણ, આપણને ગધેડા કહેનારાઓ ઓછા હોતા નથી. સિંહવાઘનું નામ કોઇક જ શૂરવીરને ને કોકિલાનું અભિધાન કોઇક જ સુકંઠીને મળે છે, પણ ગધેડાની સંજ્ઞા તો સાર્વજનિક છે. આ પ્રમાણે જે ગધેડા સાથે આપણે સર્વેએ પરોક્ષ કે પ્રત્યક્ષ રીતે વાણીમાં એકતા સાધી હોય, તે ગધેડાને મૂર્ખ, જડ કે ઉપહાસનીય ગણવો તે આપણી જાતને જ મૂર્ખ, જડ કે ઉપહાસનીય ગણવા જેવું નથી ?

ગધેડાને આપણે મૂર્ખ ને જડ માનીએ છીએ તેનું કારણ એ છે, કે એને પાશ્ચાત્ય સંસ્કૃતિના વ્યામોહમાં ફસાઇ અવળે પંથે ચડી ગએલા કેટલાક અર્ધદગ્ધોની પેઠે ધાંધલ કે તોફાન કરવાની ટેવ નથી. પણ એ સ્વભાવતઃ નિવૃત્તિપરાયણ છે. હિન્દુ ધર્મ નિવૃત્તિનો બોધ કરે છે અને એ નિવૃત્તિધર્મના ઉપાસકો નિવૃત્તિના પરમ ઉપાસક ને સેવક એવા ગર્દભની અવગણના કરે, તેનો તિરસ્કાર કરે, એ અસહ્ય છે. કામ કરવું એને ગમતું નથી, એ ખરૂં. પણ એટલા પરથી એ મૂર્ખ કે જડ છે એમ કહી શકાય નહિ. કામ કરવું કોને ગમે છે ? હોશિયાર માણસને કામ કરવું ગમતું નથી—માત્ર વિચાર કર્યાં કરવા ગમે છે. ગધેડાની પેઠે એમને પણ ગરીબાઇનાં ડીફાં પડતાં ન હોત તો તેઓ કદી પણ કામ કરવા તૈયાર ન થાત.

કોઈ પણ પરિસ્થિતિમાં, કોઇ પણ કારણથી, ગધેડાનું માનસિક સ્વાસ્થ્ય ચળતું નથી. હજારો લોકો પસાર થતા હોય,

વાહનોનો અવાજ કાનને ભેદી નાખતો હોય તોપણ અવળી દિશામાં ભીંત તરફ મોં રાખી, જાણે કંઈ જ બનતું ન હોય, એવી શાંતિથી ઊભા રહેલા ગધેડાને જોઇ, મને 'જગત જેવું કશું છે જ નહિ, એ તો આભાસ માત્ર છે.' એમ કહી જગતથી પરાઙ્મુખ બનેલા શંકરાચાર્ય, જગત તરફથી નેત્રો આવરી લઇ અગમ્ય તત્વને શોધતા કેંટ કે દુનિયાને પગ તળે દબાવી અભિમાનથી ઊંચું શિર રાખનાર નિત્શે જેવા મહાન તત્ત્વવેત્તાઓનું સ્મરણ થાય છે. લાઠીપ્રહાર વરસાદની ધારા માફક પડતો હોય તો યે નિશ્ચલ ને અડગ રહેતો ગધેડો બહાદુર સત્યાગ્રહીઓનું સ્મરણ કરાવે છે. સુખદુ:ખ, લાભઅલાભ, જયપરાજય, માન-અપમાન, આહારઅપચો ઇત્યાદિ દ્વન્દ્વોથી એ પર છે. યોગીની માફક એ દિવસે શાંતિ સેવી શકે છે, ને રાત્રે જાગી–અને જગાડી પણ શકે છે. કોઇનું એ નુકસાન કરતો નથી. એને મન કોઇ શત્રુ નથી. બહુ થાય તો લાત મારે, પણ મારા એક સગાને બાદ કરતાં હજી સુધી એ કોઇને કરડયો હોય એમ જાણ્યામાં નથી. ગીતાપ્રોક્ત નિષ્કામ કર્મભાવનાથી એનું જીવન વહ્યું જાય છે. એના જેવો ફિલસૂફ જગતે હજી બીજો જોયો નથી.

એના જેવું ઉપયોગી પ્રાણી બીજું એકે નથી. આપણાં ઘર એને લીધે, એણે પીઠ પર આણેલી સીમેંટ ને ઈંટને લીધે, બંધાય છે. ઘોડા કરતાં એ વધારે હોશિયાર છે. આપણો જુગારનો શોખ પૂરો પાડવા એને શરતના મેદાનમાં દોડવું પડતું નથી. આપણાં વાસણોના ઘડનાર કુંભારનો એ પરમ મિત્ર છે. પ્રજાપતિનું એ પ્રિય વાહન છે. કૂતરાની પેઠે એ ખોટી ખુશામદથી દિલ જીતી લેવાનો યત્ન કરતો નથી. લેખકોની પેઠે કાગળ એનો પ્રિય ખોરાક છે.

એનો અવાજ ઘણાને કર્કશ, એકસૂરો ને નીરસ લાગે છે.

પણ વસ્તુતઃ તેમ નથી. એક જ પ્રકારના લાગતા એના અવાજમાં એ અનેકાનેક પ્રકારનું ભાવવૈવિધ્ય સમાવી શકે છે. એક વખતે આખી રાત એક ગધેડાને મારે પરાણે સાંભળવો પડયો હતો, ત્યારે જ એના અવાજમાં રહેલું ભાવવૈવિધ્ય મને સમજાયું હતું. સવારે પાડોશીની પત્ની સાથે પોતાની પત્નીને લડાઇ થઈ હશે તે સંભારી, રાતે પાડોશી જોડે પોતે લડતો હોય એવા ભાવથી, એણે ભૂંકવાનો આરંભ કર્યો. હું સાંભળી રહ્યો. થોડી વાર થઇ ને ભાવ બદલાયો. આજુબાજુના મનુષ્યોને પાડોશીની પત્નીની મૂર્ખતા સમજાવતો હોય એવો ભાવ એના ભૂંકવામાં આવ્યો. ત્યાર પછી પાછી પાડોશી સાથે 'જમાવટ' કરતો હોય એવી રીતે એણે ભૂંકવા માંડયું. તેમાં સમજાવટ, મજાક, ધમકી વગેરે અનેક ભાવો ક્રમશઃ આવી ગયા. આખરે 'તને પણ કોઇક દિવસ જોઈ લઇશ' એવી ધમકી આપી એ ભૂંકતો બંધ થયો. જરાક વાર રહીને થોડે દૂર જઇ એણે પાછું શરૂ કર્યું. ઘેર આવી પત્ની આગળ બહાદુરી મારી કહેતો હોય 'કેમ પેલાને કેવો ખખડાવ્યો ?' એવો એ વેળાનો એનો ભાવ હતો. પરંતુ આ અનિદ્રાથી ઉશ્કેરાએલા મારા મગજની કલ્પનાનું પરિણામ છે, એમ મારા એક મિત્રે, મેં તેને એ વાત કરી ત્યારે જણાવ્યું. કોઇ વાચકને પણ તેમજ લાગે તો તેને આ વાત માનવા માટે મારો ખાસ આગ્રહ નથી.

આવા નિર્દોષ, ભલા, તત્ત્વજ્ઞ ને નિવૃત્તિપરાયણ ગધેડાને અન્યાય કરી, મૂડીવાદીઓ મજૂરોને કરે છે તેમ, તેની પાસે વૈતરું કરાવી બદલામાં તેને ડીફાંનો શિરપાવ આપી, આપણને 'છે માનવી જીવનની ઘટમાળ એવી, દુઃખપ્રધાન સુખ અલ્પ થકી ભરેલી' એમ રડતે રાગે કહેવા વારો ન આવે તો બીજું શું થાય ?



[૧૦]

# પુરસ્કાર

થોડા દિવસ પર મારા પર એક પત્રકારનો પત્ર આવ્યો હતો. તેમાં મને પોતાના પત્ર માટે ચાલુ લેખ લખવાનું નિમંત્રણ આપી પૃષ્ઠ દીઠ શું મહેનતાણું લેશો એમ પૂછાવ્યું હતું.

મારે પૃષ્ઠદીઠ શું માંગવું એ વિષે મેં ઊંડો વિચાર કર્યો. મનુષ્યની પોતાની જાતની પેઠે તેના લેખની પણ ત્રણ પ્રકારની કિંમત હોય છેઃ એક એ પોતે આંકતો હોય તે. બીજી લોકો આંકતા હોય તે. અને ત્રીજી જે એની સાચી કિંમત હોય તે. પત્રકારની આર્થિક સ્થિતિ તેમ જ મારી લખાનારી લેખમાળાનું જનદષ્ટિએ શું મૂલ્ય થશે તે જાણતો ન હોવાથી મેં મારી પોતાની આંકેલી કિંમત પ્રમાણે એમને લખી જણાવ્યું, તેમજ ઈંગ્લાંડમાં અને બીજા સુધરેલા દેશોમાં આથી ઘણું–લગભગ ત્રીશગણું–વધારે મળે છે એ પણ એમના જ્ઞાનમાં વધારો કરવાના શુભ આશયથી ઉમેર્યું. એમણે

જવાબમાં પોતાને રુચતી રકમ જણાવી અને આપણે ત્યાં પત્રકારોએ લેખકના મહેનતાણા માટે વ્યવસ્થિત પદ્ધતિ ઘડી કાઢવી જોઇએ એમ લખી એ વિષે મને સૂચના કરવાનો આગ્રહ કર્યો.

અત્યારે લેખકોને મહેનતાણું આપવા સંબંધી જુદા જુદા સામયિકોમાં વારંવાર ઉલ્લેખો ને ચર્ચાઓ આવે છે. કેટલાક પત્રકારો પોતાના લેખકોને પૃષ્ઠદીઠ બેઆનાથી માંડી અડધા રૂપિયા જેટલી રકમ આપે પણ છે. કોઇક છેક રૂપિયા સુધીની રકમ પણ આપી દે છે. પણ એ વિષયમાં હજી કંઇ પણ સર્વમાન્ય ધોરણ સ્વીકારાયું નથી.

આ બધી ચર્ચામાં ઘણાખરા મૂળ મુદ્દો ભૂલી જતા લાગે છે. લેખકોને મહેનતાણું આપવું જોઇએ કે નહિ એજ પ્રશ્નનો હજી સંતોષકારક ઉકેલ આવ્યો નથી. લગભગ બધા જ એમ માનતા જણાય છે કે લેખકોને મહેનતાણું તો મળવું જ જોઇએ પણ એઓ એમ શા માટે માને છે તેનું કોઈ કારણ દર્શાવવામાં આવતું નથી. માત્ર પરદેશમાં એવી પદ્ધતિ છે માટે આપણે પણ તેનું અંધ અનુકરણ કરવું જોઇએ એમ એઓ માનતા હોય એમ લાગે છે.

લેખકને એના લેખો માટે મહેનતાણું આપવાની જરૂર શી છે તે મને સમજાતું નથી. લેખક એ કંઈ મજૂર છે કે એને મહેનતાણું આપવું જોઇએ ?

પૈસાના પૂજારી, જડવાદમાં આધ્યાત્મિક રહસ્યને વિસરી ગયેલા પાશ્ચાત્ય પ્રદેશોમાં ભલે એવી પ્રથા પ્રવર્તતી હોય. આપણા દેશમાં એ પ્રથા દાખલ કરતાં પહેલાં આપણા સ્વભાવ મુજબ અનેક દષ્ટિએ–ખાસ કરીને વિરોધયુકત દષ્ટિએ–એનો વિચાર કરવાની જરૂર છે.

પહેલાં તો એ આપણી હજારો વર્ષથી ચાલતી આવેલી

પ્રથાથી વિરુદ્ધ છે. પૂર્વે રાજામહારાજાઓ લેખકો ને કવિઓને સારી બક્ષીસ આપતા. પણ રાજામહારાજાઓ હવે એવા રહ્યા નથી, તેમ જ તેમને જેટલી જરૂર વકીલ ને બેરિસ્ટરોની પડે છે તેટલી જરૂર કવિ કે લેખકની પડતી નથી. પત્રકારો ભલે પોતાને ગમે એટલા મોટા માને, પણ તેઓ પોતાને રાજા તો નહિજ માનતા હોય અને લેખકોને પુરસ્કાર આપવાનો હક રાજા-મહારાજાઓનો જ હોવાથી એ હકનો ભોગવટો બીજા કોઈથી થઇ શકે નહિ, એ સહજ સમજાય એવી વાત છે. એટલે પુર્વે આપણા દેશમાં લેખકોને મહેનતાણું આપવાની પ્રથા હતી એમ પૂરવાર થઈ શકતું નથી–રાજામહારાજાની વાત ઉપર દર્શાવ્યું તેમ જુદી જ છે.

આપણા દેશના સરસ્વતીના ઉપાસકો હંમેશાં કંગાળ રહ્યા છે ને રહેવા માંગે છે. અસલના શાસ્ત્ર રચનારા સ્વાર્થી બ્રાહ્મણોએ પોતાને માટે વાઙ્મયના સર્જનનું રસભર્યું કાર્ય રાખી પૈસા કમાવાનું મુશ્કેલીભર્યું કામ વૈશ્યવર્ગને સોંપ્યું હતું. બ્રાહ્મણોને માટે દાણા વીણી, ભિક્ષા માગી કે દક્ષિણા લઈ પેટ ભરવાનું સૌથી સહેલું કાર્ય નિર્માણ કર્યું હતું. આથી સાહિત્યના સર્જનમાં રચ્યાપચ્યા રહેતા બ્રાહ્મણોને ગરીબાઇનો સતત સહવાસ સાંપડતો. હાલના લેખકો, ઉપદેશકો એ બ્રાહ્મણો જ છે અને તેથી તેઓ પણ ગરીબાઇમાં રહેવું પસંદ કરે છે. લક્ષ્મી અને સરસ્વતી વચ્ચે વિરોધ, બાણે દર્શાવ્યું છે તેમ, બ્રાહ્મણોએ જ ઉત્પન્ન કર્યો છે; હજી એ વિરોધ ચાલુ છે અને ચાલુ જ રહેશે.

ગરીબાઈ એ ગુનો છે. અને લેખકોમાં એ સિવાય બીજો કોઇ ગુનો કરવાને જોઇતા ગુણો હોતા નથી. લેખકો બિચારા એ એક જ ગુનો કરી શકે છે અને ગુનેગાર બનવાની એમની એટલી એકને એક તક પણ છીનવી લેવી એ બહુ ક્રૂરતાભર્યું છે.

લેખકો સામાન્ય રીતે કલ્પનાની સૃષ્ટિમાં રાચતા હોય છે. અને કલ્પનાસૃષ્ટિના સર્જન માટે પૈસાની જરૂર હોતી નથી. ભૂખ્યું પેટ અને ઉશ્કેરાયેલું મગજ હોય તો બસ છે. એ બે સાધન વડે ગમે તેવી કલ્પનાસૃષ્ટિ રચી શકાય છે.

લેખકો પૈસા કમાવાનું ધ્યેય રાખશે તો જગતમાં અત્યારે તેમની જે ભારે પ્રતિષ્ઠા છે તે રહેશે નહિ. આ જડ જગતથી પર એવી કોઇ ઉચ્ચોચ્ચ આધ્યાત્મિક ભૂમિકામાં વિહાર કરનારા લેખકોના કાનમાં નિર્જીવ ધાતુના બનેલા પૈસાનો અવાજ પડે તો, અપ્સરાથી તપસ્વીઓનું થતું તેમ, એ વાઙ્મય-તપ આદરનારાઓનું અવશ્ય પતન થાય. આદર્શ ખાતર, ઉપદેશ ખાતર, બહુ થાય તો કીર્તિ ખાતર, અથવા પોતાને જ ખાતર કલાસૃષ્ટિનું નિર્માણ થવું જોઇએ, એ ધ્યેય કલાકૃતિને વટાવી પૈસા લેનારા લેખકના મગજમાં કેટલો વખત રહી શકે? એવા લેખકની કૃતિને અધમતામાં સરી પડતાં શી વાર લાગે?

સામાન્ય લોકસમૂહમાં—ખાસ કરીને વેપારી વર્ગમાં—આપણા લેખકો પ્રતિ જે ઉચ્ચ સન્માનવૃત્તિ જોવામાં આવે છે તે લેખકો પૈસાદાર થશે તો ખંડિત થયા વિના નહિ રહે. ખાસ કરીને આપણા ગુજરાતમાં ધનિકો ને વેપારીઓ લેખકોને હંમેશા માન આપતા આવ્યા છે. 'ઓહો આવો આવો! તમે તો—ભાઈ કેની! તમે તો કંઇ લખો પણ છો, નહિ? ઠીક, હમણાં જરા કામમાં છું. કાલે પાંચેક મિનિટ ફુરસદ મને મળશે ત્યારે આવશો તો નિરાંતે વાત થઇ શકશે' એમ કહી મોટા લક્ષાધિપતિઓ મળવા આવેલા સામાન્ય લેખકને પણ આવકાર આપે છે ને ક્વચિત તો ચહા પણ પાય છે. પણ લેખકો જો પૈસાદાર થશે તો એવા ધનિક પુરુષો એમની સાથે પોતાના સમાન પુરુષ જેવું જ વર્તન રાખશે—કોઈ પણ પ્રકારની વિશિષ્ટતા દાખવશે નહિ. વેપાર, નોકરી, સટ્ટો

કે વકીલાત કરીને પૈસાદાર થએલા મહાપુરુષો લેખકોને લખવા સિવાયની બધી બાબતમાં-ખાસ કરીને વ્યાવહારિક વિષયમાં-બાળક જેવા નિર્દોષ ને તેથી પ્રભુના પયગંબર માની તેમને માટે હમેશાં અહોભાવ દર્શાવતા આવ્યા છે. પૈસાદાર થવા જેટલી અધમતા લેખકોમાં પણ છે એમ જો તેઓ જાણશે, તો પછી પ્રભુના પયગંબરમાં તો શું પણ ખુદ પ્રભુમાં યે તેમને શ્રદ્ધા રહેશે નહિ.

લેખકો, ને તેમના વખાણનારા પૈસાદારો પણ, હંમેશ કહેતા આવ્યા છે કે ' પૈસાને તો કૂતરાં પણ સુંઘતાં નથી. ' (કાવ્યો, નાટકો, વાર્તાઓ, શાસ્ત્રોને પણ કૂતરાં સુંઘે છે કે નહિ એ પ્રશ્ન હજી ઉપસ્થિત થયો નથી.) ને જેને કૂતરાં પણ સુંઘે નહિ તેને લેખકો શું કરે ?

મહેનત ને મહેનતાણું એ બે જુદી જ વસ્તુઓ છે, અને શબ્દજ્ઞાનમાં નિષ્ણાત એવા લેખકોને એ ખબર ન હોય એ કેમ બને ? જગતમાં બે પ્રકારના મનુષ્યો ઇશ્વરે કે જેણે હોય તેણે સરજ્યા છે. એક મહેનત કરનારા ને બીજા એ મહેનતનું મહેનતાણું મેળવનારા. મજૂરો, કારીગરો, હેલકરીઓ, શિક્ષકો, મહેતાજીઓ ને લેખકો પહેલા વર્ગના છે. એમને કરવાની છે માત્ર મહેનત. कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन। ( કર્મ કરવાનો જ તારો અધિકાર છે-ફળ મેળવવાનો નહિ.) એ એને માટે જ લખાયું છે. Virtue is its own reward (સત્કર્તવ્ય એજ ફલપ્રાપ્તિ છે અને અંગ્રેજીમાં કહેવત છે તેમાં Virtueને સ્થાને Work (કર્મ) મૂકી દઇએ તો એ લેખકોને બરાબર લાગુ પડે. કામ કરવાને પરિણામે એને વધારે કામ કરવાનું મળે છે. જેમ જેમ એ વધારે ને વધારે કામ કરતો જાય છે, તેમ તેમ એનો કાર્યપ્રદેશ વિસ્તીર્ણ થતો જાય છે.

વ્યાકરણશાસ્ત્રની પરિભાષામાં કહું તો લેખક, મજૂર વગેરે પ્રથમ વર્ગના મનુષ્યો સકર્મક ને ક્રિયાના કર્તા હોય છે. કર્તા એટલે ક્રિયાનો કરનાર ને કર્મ એટલે ક્રિયાનું ફળ ભોગવનાર. સકર્મક ક્રિયાપદને કર્મ ને કર્તા બંને હોય છે ને બંને જુદાં હોય છે. જ્યાં ક્રિયાનો કર્તા ને તેનું ફળ ભોગવનાર એક જ વ્યક્તિ હોય છે ત્યાં ક્રિયાપદ અપૂર્ણાર્થક રહે છે અને ફળપ્રાપ્તિ પામનાર પદ પૂરક તરીકે ઓળખાય છે. તેમ જો લેખક માત્ર લખવાની ક્રિયા કરે ને તેનું ફળ બીજો ભોગવે તો જ એની ક્રિયા સંપૂર્ણ અર્થવતી થાય. પણ લેખક, પૂરકની પેઠે ફલપ્રાપ્તિ પણ પોતેજ કરી લે, તો એની ક્રિયા અપૂર્ણાર્થક–એટલે લગભગ નિરર્થક–નિવડે.

પૈસા કમાવાની પ્રવૃત્તિ એવી છે કે એમાં એક વાર મનુષ્ય ફસાય તો પછી કોઈ કામ તરફ એની વૃત્તિ રહેતી નથી. એટલા માટે લેખક થનારે પહેલેથી જ પૈસા તરફ પરાઙ્મુખ થતાં શિખવું જોઇએ. અને મને કહેતાં આનંદ થાય છે કે આપણા લેખકો શરૂઆતથી જ એવો ગુણ કેળવે છે. કાગળ, શાહી, ટપાલ વગેરે માટે પોતાની ગાંઠના પૈસા ખરચી એ લેખો લખે છે, સામયિકોના તંત્રી પર મોકલી આપે છે અને કોઇક વિરલ સંયોગોમાં એ લેખ કદાચ પ્રસિદ્ધ થાય તો તે સામયિકની નકલ એ ખરીદ કરે છે. કેટલાક તો પોતાનો લેખ પ્રસિદ્ધ કરવાનું તંત્રી જો કબૂલ કરે તો સામા પૈસા આપવા પણ તૈયાર હોય છે. આથી પૈસા કમાયા વગર ખરચી નાંખવાની સુંદર ટેવ શરૂઆતથી જ ઊગતા લેખકને પડે છે. જેટલી ઉદારતાથી એ શબ્દો વાપરી નાખે છે તેટલી જ ઉદારતાથી, મળે ત્યારે, પૈસા પણ એ ખરચી નાંખે છે.

આ બધું જોતાં લાગે છે કે લેખકોને મહેનતાણું આપવું

એ કોઈ પણ રીતે ભ્રષ્ટ નથી. છતાં કોઇ લેખકને એમ લાગે કે 'મને કંઇ મહેનતાણા તરીકે મળે તો સારૂં' તો તેણે વિચાર કરી જોવો જોઇએ કે એમાં એને કેટલું મળશે? મહિને દિવસે કે બહુ તો અઠવાડિયે સવા રૂપિયાથી વધારે ભાગ્યે જ મળે. કડિયા, સૂથાર, મજૂર વગેરેની જે દરરોજની કમાણી તે લેખકનું માસિક મહેનતાણું! શું ત્રીસ લેખકો એક મજૂર બરાબર પણ નહિ? શું ત્રીસ કલ્પના ને સ્વપ્નાંથી ભરેલાં મગજો, સાઠ ઉજાગરાના ઘેનવાળી આંખો, ત્રીસ ખડિયા ને ત્રણસો કાગળો એક મજૂરના બે હાથ ને બે-પગ બરાબર નહિ? આવા આત્મગૌરવને પુષ્ટ કરે એવા વિચાર કરી લેખકે કોઇ પણ પાસેથી મહેનતાણું લેવાની સાફ ના કહી દેવી જોઇએ, તેમ છતાં જો કોઇ આગ્રહ કરે (જો કે એવા પ્રસંગો બહુ ઓછા આવે છે, છતાં કદાચ આવી પડે) તો દ્રવ્યની ક્ષુદ્ર લાલચને વશ થયા વગર એણે ગૌરવોન્નત મુખે કહી દેવું: 'કસ્તૂરી ઉત્પન્ન કરી શકે એવો મૃગ શું પુષ્પના ગન્ધને સેવશે? સરસ્વતીને ખોળે માથું ધરનાર શું લક્ષ્મીના ચરણ ચાંપશે? ઊંડા આભમાં ઉડ્ડયન આદરનાર શું ધરણીતલે આળોટશે?'—ને પછી, કોઇ જોતું ન હોય ત્યારે, કંઇ પણ આનાકાની કર્યા સિવાય, એ જે પૈસા આપે તે લઇ લેવા ને બીજા લેખની તૈયારી કરવા માંડવી.



[૧૧]

# લોકહૃદય ને સાહિત્ય

ગ્રામોદ્ધાર ને લોકસેવાનાં સ્વપ્નો સેવતા એક આદર્શવાદી સદ્‌ગૃહસ્થે આજે પૂછ્યું: 'આ શી ધમાલ ચાલે છે?'

'શેની, મુરબ્બી?' મેં પ્રતિપ્રશ્ન કર્યો.

'નરસિંહરાવ ને કેશવલાલ ધ્રુવને ૭૫ વર્ષ થતાં હોવાથી આ વર્ષે એમની જયંતી ઊજવવાની વાતો કંઇક 'પેપર'માં આવે છે તસ્તો!'

'હા, ખરી વાત છે.' મેં જવાબ દીધો: 'એમણે આટઆટલાં વર્ષ સાહિત્યની સેવા કીધી—'

'શી ધૂળ સેવા કીધી?' એ વચ્ચે જ બોલી ઊઠ્યા. 'એમણે લોકોનું શું દળદર ફિટાડ્યું! આપણા ગામડાના લોકોનો એમણે શો ઉદ્ધાર કર્યો? કવિતાનાં ટાયલાં લખ્યાં એટલે મોટી સેવા કીધી!'

હું મૂગો રહ્યો.

નર્મદની જયંતી બહુ ઠાઠમાઠથી સ્થળે સ્થળે, તે તે સ્થળના કાર્યકર્તાઓનાં પ્રામાણિક વચન મુજબ બહુ સફળતાથી હમણાં ઊજવાઇ ગઈ. અને અન્ય સાહિત્યકારોની જયંતી ઊજવવાની વાતો હવે ચાલે છે. પણ સાહિત્યકાર લોકની–પ્રાકૃત જનની–તો કંઇ પણ સેવા કરતો નથી, એની જયંતી ઉજવાવી જ શા માટે જોઇએ, એનો કોઈ વિચાર કરતું નથી.

નરસિંહરાવે લખ્યું છે, ઘણું લખ્યું છે, પંચોતેર વર્ષ સુધી લખલખ કર્યાંજ કીધું છે, તેમ જ કેશવલાલે પણ પુષ્કળ લખ્યું છે, પણ તેથી શું? કેશવલાલે વનવેલી છંદ શોધી કાઢ્યો, પણ હિંદનાં વનોની કેવી સ્થિતિ છે, તેનો એમણે વિચાર સરખો કર્યો છે? આપણાં વનનાં લાકડાં પરદેશ ચડાવીએ, અથવા વનને વસવા લાયક બનાવી ગામડાંને શહેરો બનાવીએ, એવી મહત્ત્વાકાંક્ષાનો ધ્વનિ એમનાં આટઆટલાં ભાષાંતરોમાં કોઇ પણ સ્થળે દેખાય છે? નરસિંહરાવનાં કાવ્યો વાંચવાથી આપણા ખેડૂતોની કેવી કંગાલ હાલત છે તેનું ભાન પણ થતું નથી તો તેમના ઉદ્ધારનું સૂચન તો એમાંથી થાય જ ક્યાંથી? ગોવર્ધનરામે એમના સરસ્વતીચંદ્ર 'પુરાણ'માં જોઇએ એટલા–કે તેથી યે વધારે–પ્રશ્નોની ચર્ચા કરી છે, પણ ગામડાંમાં હડકાયાં કૂતરાંઓથી થતાં અસંખ્ય મરણોની એમણે નોંધ સરખી નથી લીધી. લીલાવતી મુનશીએ સ્ત્રીઉદ્ધારની ઘણી વાતો કરી છે, પણ ગામડાંની સ્ત્રીઓને ગજવાં વિના તપખીરની ડબ્બી રાખવાની કેટલી અડચણ પડે છે તેનો એમણે નિર્દેશ પણ નથી કર્યો. ધૂમકેતુએ ભૈયાદાદાને સંભાર્યાં છે, પણ ભાંગના ભાવ દિવસે દિવસે ચડતા જાય છે તે વિષે એમણે કશી ફરિયાદ નથી ઉઠાવી.

આપણા સાહિત્યકારો લોકહૃદયને સ્પર્શ કરી શક્યા નથી. પણ લોકહૃદય એ સ્પર્શ કરવા જેવી વસ્તુ છે. પરદેશીઓ પણ આવીને

એને સ્પર્શ કરી ગયા છે–માત્ર હાથ વડે જ નહિ, પણ પગથી સુદ્ધાં. છતાં આપણા સાહિત્યકારો હજી સમજતા નથી કે લોકહૃદય એ શું છે, ક્યાં છે ને શાને માટે પ્રખ્યાત છે. એને સ્પર્શવાનું મને ઘણું મન થાય છે, પણ એનો સ્પર્શ કરવો શી રીતે તે મારાથી સમજાતું નથી. છતાં એટલું તો કબૂલ કરવું જ જોઇએ કે લોકહૃદયને સ્પર્શ ન કરી શકાય તો પછી જીવનનું પ્રયોજન રહેતું નથી. અને જીવનનું પ્રયોજન ન રહે તો સાહિત્યનું યે ન રહે.

વંટોળિયો આવે ત્યારે બારી ઉઘાડતાં જેમ ધૂળ ઘરના ખૂણેખૂણામાં પેસી જાય છે, તેમ સાહિત્ય પણ એવું સરજાવું જોઇએ કે પ્રસિદ્ધ થતાં ને વાર લોકોના ઘરેઘરમાં પ્રવેશ કરી દે. એમ ન થાય ત્યાં સુધી સાહિત્યની કશી યોગ્યતા નથી. ચીનથી આવેલી ચા ને વિલાયતથી આવેલાં બીડી ને તંબાકુ પ્રજાના ઘરેઘરમાં વસી ગયાં છે, તો શું નરસિંહરાવ ને નાનાલાલ, ગોવર્ધનરામ ને કેશવલાલ, મુનશી ને ધૂમકેતુ એ સૌ ચા ને બીડીથી યે ઊતરતા? એમનાં નામ ને કૃતિઓ ગામડે ગામડે ને ઘેરેઘેર કેમ ન પ્રસરે?

એક રમણભાઈ 'કુસુમમાળા'ની પ્રશંસા કરે તેમાં શું? માળીઓ જ્યાં સુધી બાગમાં કામ કરતાં કરતાં 'કુસુમમાળા' વાંચે નહિ ત્યાં સુધી એની કંઈ કિંમત નથી. કાન્તે નાનાલાલને 'અમીવર્ષણ ચન્દ્રરાજ' કહ્યા તેથી શું વળ્યું? મહોલ્લાના દીવાઓમાં ઘાસતેલ પૂરતો હજામ જ્યાં સુધી એ 'ચન્દ્રરાજ'ની ચન્દ્રિકાનાં અમીસ્નાને તૃપ્ત થાય નહિ ત્યાં સુધી એ ચન્દ્ર અમાવાસ્યાનો જ ગણાય. સાહિત્યપરિષદના સમારંભોમાં ખબરદાર, લલિત આદિનાં ગીતો ગવાય તેનો શો અર્થ? માથે તેલનો મણીકો મૂકી જતો ઘાંચી જ્યાં સુધી એ ગીત લલકારતો જાય નહિ, ત્યાં સુધી એનું મૂલ્ય કંઇ નથી.

સાહિત્યકારે લોકહૃદયને પહોંચવું હોય તો તેણે, ચોપડીઓ વાંચીને પોતાને વિદ્વાન થએલા માનનારાઓને જ સંતોષીને કૃતિકર્તવ્યતા માનવાની નથી. પણ ખેડૂત, મોચી, ઘાંચી, માળી, હજામ આદિ સર્વને એણે સંતોષવા જોઇએ. પચીસ વર્ષનો ગ્રેજ્યુએટ વાંચીને અહોભાવ અનુભવે એવું પુસ્તક રચવામાં સાચી વિદ્વત્તા સમાઈ નથી. પણ પાંચ વર્ષનો નિરક્ષર બાળક જોઇને જ નાચવા માંડે એવું પુસ્તક પ્રણીત કરનાર જ સાચો વિદ્વાન છે.

વિદ્વત્તાનું અભિમાન સેવનારા કેટલાક પંડિતો કહે છે કે લોકહૃદયને પ્રસન્ન કરવાની અમને પરવા નથી. પણ તેમનું કહેવું ખોટું છે. આ લોકશાસનના યુગમાં લોકને રાજી કર્યા વગર ચાલે એમ નથી. આપણા કેટલાક સાહિત્યકારો પણ લોકહૃદયને સ્પર્શવું જોઇએ એમ વારંવાર કહે છે. રા. ભૂલાભાઈ દેશાઇએ પણ સાહિત્યપરિષદનું પ્રમુખસ્થાન પોતાને મળ્યું તે વિષે બોલતાં એક સભામાં સાહિત્યકારે શિષ્ટ નહિ પણ લોકભાષાનો જ આશ્રય લેવો જોઇએ એવી મતલબનું કહ્યું હતું. કંઠસ્થ સાહિત્ય ને લોકગીતોનો ઉદ્ધાર કરવાના સ્થળે સ્થળે પ્રયાસ થઇ રહ્યા છે. સીનેમા ને રંગભૂમિ દ્વારા સમાજના નીચામાં નીચા થરને પણ પહોંચવાના યત્નો લેખકો ને માલિકો કરી રહ્યા છે. અને કેટલાક શિષ્ટ ગણાતા લેખકો તથા ‘એમેચ્યોર્સ’ પણ એ કાર્યમાં તેમને મદદ કરી રહ્યા છે. આમ સાહિત્યમાં પણ લોકમતનું મહત્ત્વ સ્વીકારાવા લાગ્યું છે.

વિદ્વદ્‌ભોગ્ય સાહિત્ય ને લોકભોગ્ય સાહિત્ય એવો કેટલીક વાર ભેદ કરવામાં આવે છે તે તદ્દન કાલ્પનિક છે. ધર્મ, સાહિત્ય રાજકારણ આદિમાં અધિકારભરેલી વાતો કરી સ્વાર્થપરાયણ વ્યક્તિઓ પોતાનો સ્વાર્થ સાધવા માંગે છે. બ્રાહ્મણોએ પૈસા કમાવાની ચિંતા અન્ય વર્ણો પર નાંખી પોતે નિરાંત જીવે વિદ્યા

મેળવવા તરફ લક્ષ રાખ્યું. ક્ષત્રિયોએ રાજસત્તાનો એકહથ્થુ ઇજારો લીધો. વૈશ્યોએ બિચારાઓએ પૈસા ભેગા કરવાની ઉપાધિ વહોરી ને શૂદ્રોએ બધાની સેવા કરવાનું માથે લીધું. આ પ્રાચીન કાળથી ચાલી આવતી અધિકારભેદની પ્રથા અત્યારે પણ પ્રકારાન્તરે ચાલુ જ છે. પરંતુ હવે એ પ્રથાનો આપણે ત્યાગ કરવો જોઇએ. કોઇ પણ મનુષ્ય કંઇ પણ કરી શકે, કંઇ પણ કરવાને એ સ્વતંત્ર છે એ સત્ય આપણે સ્વીકારવું જોઇએ.

જે જે મહાકવિઓ અથવા મહાલેખકો થઇ ગયા છે તે તે સર્વેએ લોકહૃદયને જીતી લીધું હતું. વ્યાસ, વાલ્મીકિ, કાલિદાસ, હોમર, શેક્સપિયર, મિલ્ટન આદિ આ દેશ અને પરદેશના કવિઓ સાચા લોકકવિ હતા. પ્રાચીન કાળમાં પ્રત્યેક ખેડૂત હળ ફેરવતાં આખો બાલકાંડ બોલી જતો. બ્રાહ્મણની હજામત કરતો હજામ પ્રત્યેક સમયે ગીતાનો એક એક અધ્યાય ભણી જતો. રસ્તે ભમતો ભિખારી અજવિલાપ ગાતો. ઈંગ્લાંડમાં આજે પણ દરેક ગાડી હાંકનારને મિલ્ટનનું 'પેરેડાઇઝ લૉસ્ટ' આખું મોઢે હોય છે ને ઘોડાને જલદી દોડાવવા એ એમાંની પંક્તિઓ બોલે છે. અમેરિકામાં તો ખાણમાં કામ કરતા મજૂરોએ દરરોજ 'ઇલિયડ' ભણી જવું એવો કાયદો જ છે. આપણા દેશમાં પણ નરસિંહ, મીરાં, પ્રેમાનંદ, દયારામ આદિ મહાકવિઓનાં કાવ્યો કેટલાં સર્વવ્યાપી બન્યાં છે એ સુવિદિત છે. આ ઉપરથી ફલિત થાય છે કે લોકહૃદયને પહોંચ્યા સિવાય કોઇથી મહાન સાહિત્યકાર થઇ શકાતું નથી.

આપણા સાહિત્યકારોએ લોકહૃદય સાથે સંપર્ક સાધવો હોય તો તેના માર્ગ લેવા જોઇએ. એ માર્ગો કયા છે તેનું ઊંડું ચિંતન કરવું જોઇએ. લોકોને કેળવવા, તેમને સાહિત્યમાં રસ લેતા કરવા વગેરે વાતો કહેવામાં આવે છે તે અર્થ વગરની છે. જો

લોકો કેળવાય અથવા સાહિત્યમાં રસ લેતા થાય તો પછી તેમની ને કેળવાએલા તથા સાહિત્યરસિક પુરુષો વચ્ચે શો ફેર ? અને કેળવાએલા તથા સાહિત્યરસિક લોકોનું હૃદય તે કદી લોકહૃદય કહેવાતું નથી. બિનકેળવાએલા તથા સાહિત્યથી અનભિજ્ઞ પુરુષોનાં હૃદયને જ આપણે લોકહૃદય કહીએ છીએ. લોકોને કેળવીને તેમને સાહિત્યમાં રસ લેતા કરી પછી આપણું સાહિત્ય તેમને પહોંચાડવું એવા દ્રાવિડી પ્રાણાયામનો આશ્રય લેવા કરતાં આપણું સાહિત્ય લોક-હૃદયને અનુકૂળ થાય એવું બનાવી તેને પહોંચાડવું એજ વધારે સરળ છે. લોકોને સાહિત્યને માર્ગે વાળવાનો ઉદ્દેશ નથી, પણ સાહિત્યને લોકોને માર્ગે વાળવાનો ઉદ્દેશ છે.

સાહિત્ય ને સાહિત્યકારોને લોકમાર્ગે વાળવાના અનેક ઉપાયો હોવા જોઇએ ને હશે જ. તેમાંના કેટલાક, મને સૂઝે છે તે, દિશાદર્શન કરાવવા ખાતર અહીં દર્શાવું છું.

લોકહૃદયને પહોંચવા માટે પ્રથમ તો સાહિત્યકારે શિષ્ટ ને સંસ્કૃત ભાષાના ખોટા મોહનો ત્યાગ કરી લોકભાષાનો પ્રયોગ કરતા શીખવું જોઇએ. લોકભાષા પર પ્રભુત્વ મેળવવા માટે એણે લોકોના સમાગમમાં આવવું જોઇએ. અસલના કવિઓ જાત્રા કરતા તે નિરર્થક નહોતી. પ્રેમાનંદ દયારામ આદિ મોટા કવિઓએ હિંદુસ્થાનના સ્થળેસ્થળમાં પરિભ્રમણ કરી લોકોનો પ્રત્યક્ષ સમાગમ સાધ્યો હતો તેથી જ તેઓ લોકહૃદયને પિછાની શકયા હતા. એ મહાજનોને અનુસરી અત્યારના લેખકોએ પણ જાત્રાઓ કરવી જોઇએ. અને તે પણ રેલવે મારફતે નહિ, પણ અસલની પેઠે જ બળદગાડીમાં. બળદગાડીમાં પ્રવાસ કરવાથી જુદાંજુદાં ગામડાંઓનો પરિચય થશે. ગાડાવાળા સાથે વાર્તાલાપ કરવાથી તેની ભાષા શીખાશે. પ્રવાસ દરમિયાન ગામડેગામડે, બને તો પોલિસપટેલને ઘેર અથવા ધરમશાળામાં બેત્રણ મુકામ કરી એમણે ગામડિયાઓની

મુલાકાત લેવી જોઇએ. અત્યારે સાહિત્યકારોમાં પરસ્પર મુલાકાત લેવા આવવાની પ્રથા છે. કોઈ પણ લેખક બહારગામ જાય છે ત્યારે તે ગામમાં વસતા બધા સાહિત્યકારોને, તેમની સાથે ઓળખાણ હોય કે ન હોય તો યે, મળવા જાય છે. પરંતુ એ પ્રથા લાભદાયક નથી. એક જ ધંધામાં પડેલા પુરુષોએ પરસ્પર મળવું એવો કાંઈ નિયમ નથી. બહારગામથી આવેલો મોચી તે શહેરના બીજા બધા મોચીઓને મળવા જતો નથી. કાપડિયો બધા કાપડ વેચનારની દુકાને ઓળખાણ કરવા નીકળી પડતો નથી. પણ ઘરાકી વધારવા એ ઘરાક થઇ શકે એવા મનુષ્યોને જ મળવાનો પ્રયત્ન કરે છે. તેજ પ્રમાણે સાહિત્યકારોએ પણ, લોકહૃદયને પોતાનું સાહિત્ય પહોંચાડવાનો પોતાનો ઉદ્દેશ હોય તો, અન્ય સાહિત્યરસિકોની મુલાકાત લેવાની જરૂર નથી, પણ લોકોની મુલાકાત લેવાની જરૂર છે. ગામડેગામડે ફરી એમણે ગામડિયાઓ સાથે સંબંધ કેળવવો જોઇએ. તેમના જીવનનાં સુખદુઃખની કથા સમભાવથી, સ્મિતપૂર્વક કે આંસુ સાથે, સાંભળવી જોઇએ. તેઓ જે શબ્દો બોલે તે પોતાની નોંધપોથીમાં—પ્રત્યેક સાહિત્યકાર પાસે નોંધપોથી તો હોય છે જ, અને જેની પાસે ન હોય તેણે રાખવી જોઇએ—ઉતારી લેવા જોઇએ અને પછી પોતાના લખાણમાં એવા શબ્દોનો છૂટથી ઉપયોગ કરવો જોઇએ. બની શકે તો થોડો વખત એણે ગામડાની હોસ્પિટલોમાં તથા પાંજરાપોળમાં પણ રહી આવવું જોઇએ. આથી માંદા માણસો ને ઢોરોનો પરિચય થશે ને તે ઉપરાંત ગ્રામજનોને પોતાનાં ઢોર માટે કેવી લાગણી છે તે પણ સમજી શકાશે.

દરેક લેખકે પોતાનું પુસ્તક અભિપ્રાયાર્થે અન્ય સાહિત્યકારો તથા પત્રકારોને જ મોકલાવી બેસી રહેવું ન જોઇએ. પરંતુ પાનબીડીવાળા, વીશીવાળા, ગાડીવાળા જેવા, લોકો સાથે પ્રત્યક્ષ

સમાગમમાં આવનારાઓને પણ અભિપ્રાય માટે મોકલાવવું જોઇએ. અને તેમના અભિપ્રાય લોકોને જણાવવા જોઇએ. દરેક પાન-વાળાની દુકાનમાં 'સરસ્વતીચંદ્ર'ના ચારે ભાગ હોય તો જ ગોવર્ધનરામનો સંદેશ જનતાને પહોંચી શકે એ દેખીતું છે. ફેરિયાઓ મારફત પુસ્તક વેચવાની ગોઠવણ કરી શકાય. વર્તમાનપત્રો સામાન્ય લોકો પણ વાંચે છે તે આ ફેરિયાઓની મદદથી. ઠેલણ-ગાડીમાં પોતાનાં પુસ્તકો ખડકાવી સાહિત્યકારે ગામડે ગામડે ફરી એ પુસ્તકો સર્વને મળી શકે એવો પ્રબંધ કરવો જોઇએ.

લોકશાસનના આ યુગમાં સાહિત્ય માટે પણ ધારાસભામાં એક નિયુક્ત સચિવ હોવો જોઇએ. લોકોએ ચૂંટીને દરેક પ્રાંતીય ધારાસભામાં પાંચ સાહિત્યકાર મોકલવા જોઇએ ને એ પાંચ પોતપોતાનામાંથી એકને સાહિત્યસચિવ તરીકે ચૂંટી કાઢે. એ સાહિત્યસચિવ સાહિત્યકારો માટે કાયદાઓ ઘડે. સાહિત્ય લોકોને ઘેરઘેર પહોંચે છે કે નહિ તેની દેખરેખ રાખે. ગામડે ગામડે સાહિત્યના દરબાર ભરે ને લોકમતની અવગણના કરતા સાહિત્યકારોને, જોઇએ તો કાયદાઓ ઘડી કેદમાં નાંખે. કેદમાં ગયા છતાં પણ સાહિત્યકાર સુધરે નહિ, તો કંઈ પણ ન લખવાની એને ફરજ પાડે. અને એમ છતાં એ કંઈ પણ લખે તો એનું લખાણ, પ્રસિદ્ધ થતાં પહેલાં જ, જપ્ત કરી લે. લોકમતની અવગણના કરવાની વૃત્તિ ધરાવતા સાહિત્યકારને ઠેકાણે લાવવા એ ઉપાયો યોજે ને લોકહૃદયને અનુકૂળ ન થાય એવું સાહિત્ય સરજવાની તૈયારીમાં છે એવું જરા પણ માલમ પડતાં એ તે સાહિત્યકારને દેશપાર કરાવી દે. આમ આપણી ધારા-સભા પણ ધારે તો સાહિત્યકારોને લોકહૃદયને અનુકૂળ થવાની ફરજ પાડી શકે.

દર વર્ષે બહાર પડેલાં પુસ્તકો પર લોકોનો મત લેવાવો

જોઇએ. અને અમુક ટકા કરતાં ઓછા મત જે જે પુસ્તકો માટે મળે તે તે સર્વ પુસ્તકોની હોળી કરવી જોઇએ. અને એવાં પુસ્તકોની હોળી કરવા માટે સાહિત્યપરિષદની ખાસ બેઠક ભરવી જોઇએ. સાહિત્યપરિષદમાં સાહિત્ય નહિ પણ પરિષદ સર્વોપરિ છે એ તો હવે સિદ્ધ થઈ ચૂકયું છે. એટલે એ પરિષદમાં સાહિત્ય-કાર એક પણ નહિ હોય તો વાંધો નહિ.

પ્રત્યેક લેખકે, લેખ લખતાં પહેલાં, તે વાંચીને પોતાનો ઘાટી શું કહેશે તે ધ્યાનમાં રાખવું જોઇએ. લેખ લખાઈ રહ્યા પછી એણે તે પોતાના ઘાટીને વાંચી સંભળાવવો જોઇએ અને તે રજા આપે તો જ છપાવવા તૈયાર થવું જોઇએ. એકલો ઘાટી રજા આપે તેનાથી સંતોષ ન માનતાં સારા સાહિત્યકારે તો એ ઘાટી ને તેનાં બૈરીછોકરાં સર્વ 'મંડળી'ને ભેગી કરી તે બધાં સમક્ષ પોતાના લેખ વાંચી સંભળાવી તે સર્વની અનુમતિ લઇને પછી જ લેખ પ્રસિદ્ધ કરાવવા તત્પર થવું જોઇએ. મેં પણ આ લખાણ મારા ઘાટી અને એના કુટુંબ આગળ વાંચી સંભળાવ્યું છે, અને એ સર્વેએ આ લખાણ પ્રસિદ્ધ થાય તેમાં પોતાને કશો પણ વાંધો નથી એમ સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યા પછી જ હું એ પ્રસિદ્ધ કરાવવા પ્રવૃત્ત થયો છું.



[ ૧૨ ]

# બિચારો સાહિત્યકાર



સાહિત્યનું સર્જન કરે તે સાહિત્યકાર એમ સાહિત્યકારની વ્યાખ્યા આપી શકાય. પરંતુ સાહિત્યની વ્યાખ્યા આપવી એટલી સહેલી નથી. સાહિત્ય તે શું છે તે કહેવા કરતાં શું નથી તે કહેવું સહેલું છે. સાહિત્ય કોને કહેવું તે વિષે પ્રાચીન કાળથી ચર્ચા થતી આવે છે ને ધોરણો નક્કી થાય છે. કેટલાંક ધોરણો સર્વસામાન્ય પણ થયાં છે. પરંતુ પ્રત્યેક કૃતિને એ ધોરણે તપાસીને તેની સાહિત્યમાં ગણના કરવી કે નહિ તે નિશ્ચિત થતું નથી. ભિન્નરુચિ લોકસમુદાય પોતપોતાને ગમતી કૃતિઓને, કેવળ પોતાની જ રસવૃત્તિને ધોરણે, સાહિત્ય તરીકે ગણી લે છે. ગજરામારૂ, જેમંગળા હાથી, સદેવંત સાવળીંગા આદિ વાર્તાઓને સાહિત્ય તરીકે લેખનારા પણ હશે. લોકસાહિત્ય એજ સાચું સાહિત્ય એમ કહેનારા વિદ્વાનો પણ છે.

દરેક વ્યક્તિ પોતપોતાની રસવૃત્તિ અનુસાર સાહિત્યની

કસોટીનાં ભલે ભિન્ન ભિન્ન ધોરણો નક્કી કરે, પરંતુ પોતાની સ્વાભાવિક રસાસ્વાદની ઇચ્છા તૃપ્ત કરે તેજ સાહિત્ય એમ પ્રત્યેકનો મત હોય છે. એ ઉપરથી રસાત્મક ન હોય તે સાહિત્ય નહિ એવી સર્વસામાન્ય વ્યાપ્તિ બાંધી શકાય; જો કે રસાત્મક કઇ કૃતિને કહેવી તે વિષે મતભેદ અવશ્ય રહેવાનો.

આહારનિદ્રાદિ સ્થૂળ વાસનાઓ પશુ અને મનુષ્ય વચ્ચે સામાન્ય છે, છતાં એ સ્થૂળ વાસના તૃપ્ત થતાં પશુ જેમ સંતુષ્ટ થાય છે, તેમ મનુષ્ય થતો નથી. ઐહિક ઉપભોગથી તો સ્થૂળમાં સ્થૂળ વિલાસનો રસિયો પણ પૂરેપૂરો સંતોષ અનુભવી શકતો નથી. શરીર ઉપરાંત મનુષ્યને પોતાની કલ્પનાને પણ લડાવવી પડે છે. ઘણી વાર તો શારીરિક વિલાસમાં પણ આનંદનું ખરૂં તત્વ તો કલ્પનાજ પૂરે છે. સાહિત્ય મનુષ્યની કલ્પનાને ઉત્તેજી તેને પરિતૃપ્ત કરવા પ્રયાસ કરે છે.

આ કલ્પનાજન્ય રસાસ્વાદની ઇચ્છા સ્થૂળ રસાસ્વાદની ઇચ્છા જેટલીજ સ્વાભાવિક ને સામાન્ય છે. સાહિત્યનો શોખ એ ઘણે અંશે ભોજનના શોખ જેવો છે. શરીરસ્વાસ્થ્યને અંગે ભોજનનો શોખ જેટલે અંશે આવશ્યક છે તેટલેજ અંશે મનોવિકાસને માટે સાહિત્યનો શોખ અગત્યનો છે. જિહ્વાની રસાસ્વાદની શકિત ઓછી થઈ જાય તે જેમ બગડેલી તબિયતનું ચિહ્ન છે, તેજ રીતે સાહિત્યના વિષયમાં પણ પ્રજાની રસાસ્વાદની શકિત ઓછી હોય તો તે તેના નિકૃષ્ટ પ્રકારના માનસનું લક્ષણ ગણી શકાય. સુંદર ભોજનસામગ્રી જોઇને જીભમાં પાણી ન છૂટે તો શરીરમાં કોઇ જાતની ખામી હોવી જોઇએ એમ આપણે કહીએ છીએ, તેમ સુંદર સાહિત્યકૃતિ જોઇને મન વિહ્વલ ને આતુર ન થઈ જાય તો તે વ્યક્તિમાં કાંઇક માનસિક નિર્બળતા હોવી જોઇએ એમ કહી શકાય. ભોજનના વિષયમાં બધાની

રુચિ એકસરખી નથી હોતી, કોઇને એક રસ પ્રિય હોય તો બીજાને તેનાથી જુદોજ રસ પ્રિય હોય, ત્રીજાને રસોનું મિશ્રણ થાય ત્યારેજ આનંદ આવે, પરંતુ પ્રત્યેકને કોઈ ને કોઇ રસ તો પ્રિય હોવોજ જોઇએ; તેમ સાહિત્યના વિષયમાં પણ રુચિભેદને અવકાશ છે, પરંતુ સાહિત્યના કોઈ એક વિષયમાં તો પ્રત્યેકને રુચિ હોવીજ જોઇએ. ભોજનની પેઠે સાહિત્ય પણ કેવળ અણગમાનો વિષય ન થઈ શકે–ન હોવો જોઇએ.

સાહિત્ય અને ભોજન બંનેના રસાસ્વાદનો ઉપયોગ કરતાં બે દષ્ટિબિંદુથી વિચાર કરવાનો હોય છે–રસિકતાની તેમજ આરોગ્યની દષ્ટિએ. ભોજ્ય પદાર્થ સ્વાદુ હોવો જોઇએ તેમજ પથ્ય પણ હોવો જોઇએ. પરંતુ ભોજ્ય પદાર્થ બધાજ સ્વાદુ અને પથ્ય નથી હોતા. કેટલાક પથ્ય પણ અસ્વાદુ, કેટલાક સ્વાદુ પણ અપથ્ય અને ઘણાજ થોડા સ્વાદુ તેમજ પથ્ય હોય છે. સાહિત્યના વિષયમાં પણ સ્વાદુ ને પથ્ય એવી કૃતિઓ અતીવ વિરલ હોય છે. કેટલીક સ્વાદુ ને અપથ્ય, કેટલીક અસ્વાદુ ને પથ્ય, ને ઘણી અસ્વાદુ ને અપથ્ય હોય છે.

પરંતુ કેવળ આરોગ્ય કે કેવળ સ્વાદની દષ્ટિથી ભોજ્ય કે સાહિત્યકૃતિની પસંદગી કરવી એ યોગ્ય નથી. ઘણા મનુષ્યો રસાસ્વાદને સંતોષવા એટલા તત્પર રહે છે કે એથી એમના શરીરને કેટલી હાનિ પહોંચે છે તેનો એમને ખ્યાલ પણ આવતો નથી; અને જ્યારે ખ્યાલ આવે છે ત્યારે એ ટેવ એવી દઢમૂલ થઈ ગઇ હોય છે, કે શરીર બગડે તો ભલે, જિહ્વાને સંતોષ્યા વગર તો નહિજ ચાલે, લાંબું પણ શુષ્ક જીવન જીવવું તે કરતાં ખાઈપીને ધરાઇને સંતોષથી વહેલા મરી જવું સારૂં એમ માની તેઓ શરીરસ્વાસ્થ્યને ભોગે રસવૃત્તિને સંતોષ્યા જાય છે. પરિણામે શરીરની સાથે રસવૃત્તિ પણ શિથિલ થઇ જાય

છે અને જેને ખાતર શરીરસ્વાસ્થ્યનો ભોગ આપ્યો હોય છે, તેનો ઉપયોગ પણ કરી શકાતો નથી.

આથી ઊલટું, કેટલાક આરોગ્યની દૃષ્ટિથીજ ખાદ્ય ને પેય પદાર્થોની પસંદગી કરે છે. દવા ખાતા હોય તેમ તેઓ જમવા બેસે છે. પ્રત્યેક પદાર્થ પેટમાં ગયા પછી શું કરશે તેની એમને એટલી ચિંતા હોય છે કે જીભ પર એ પદાર્થ કેવો લાગે છે તેનું એમને ભાન રહેતું નથી. ટામેટા, ભાજી, કોબિજ ઇત્યાદિ ત્રણે 'વિટામિન'વાળા પદાર્થો ઉપરાંત બીજા ભોજ્ય પદાર્થોને એઓ ઓળખતા પણ નથી. પરિણામે એમની રસવૃત્તિ શુષ્ક થઈ જાય છે, અને કેટલીક વાર તો જે શરીર ખાતર રસવૃત્તિને તેઓ કચરી નાખે છે તે પણ સૂકાઇ જાય છે. અપથ્ય અથવા સામાન્ય ગણાતા પદાર્થોમાંયે કંઇક પથ્ય તત્ત્વ રહ્યું હોય છે તેનું વિસ્મરણ થવાથી એમના શરીરને સર્વથી મુખ્ય લાભ, જે આરોગ્ય–અનારોગ્યનો વિચાર કર્યા વગરજ ભોજનપ્રવૃત્તિ આદરે છે તેને થાય છે, તેટલો થતો નથી. ગમે તેવાં પથ્ય, ગમે તેટલાં વૈદ્ય ડોક્ટર વડે સુકીર્તિત હોય પણ કેવળ 'વિટામિન' પર કંઇ જીવી શકાય નહિ. દુગ્ધપાન બહુ પથ્ય છે. પણ ખાઈ ન શકે એવાં બાળક સિવાય કેવળ દૂધ પર કોઇ માણસ તો શું પણ જનાવર પણ, રહેતાં નથી.

કેવળ રસાસ્વાદદૃષ્ટિથી ખાદ્ય પદાર્થોનો નિર્ણય કરનાર કરતાં પણ કેવળ આરોગ્યની દૃષ્ટિથી નિર્ણય કરનાર પોતાને અને સમાજને વધારે નુકસાન કરે છે. કેવળ રસેચ્છુઓ પોતાની નબળાઇ જાણે છે, પણ આ કેવળ આરોગ્યવાદીઓ તો પોતાને ઋષિ સમા માને છે, રસેચ્છુઓનો તિરસ્કાર કરે છે ને ઘરનાં ને આસપાસનાંને પોતાના અભિપ્રાય વડે દોરવવા આકાશપાતાળ એક કરે છે. કેવળ આરોગ્યની દૃષ્ટિથીજ ખાનપાનનો નિર્ણય

કરવો તે કરતાં, કલાપીએ કહ્યું છે, 'જીવીશ, બની શકે તો, એકલાં પુસ્તકોથી' તેમ 'જીવીશ, બની શકે તો, એકલી ઔષિધિથી' એમ કહીને દવા ખાઇનેજ રહેવું તે શું ખોટું છે? સુદર્શન ચૂર્ણ, ક્વિનાઇન, હિંગાષ્ટક ને બીજાં 'ટૅાનિકો'નુંજ પ્રાશન કરી જીવન વીતાવવામાં કોઇકને આનંદ આવતો હોય તો ભલે, પણ સામાન્ય જનસમૂહને તો એવા પદાર્થો લેવા પડે છે ત્યારે અરુચિજ ઉત્પન્ન કરે છે.

આ પ્રમાણે સાહિત્યના વિષયમાં પણ કેવળ આરોગ્યની દષ્ટિથીજ કૃતિઓનું મૂલ્યાંકન કરનારા કેટલાક કહે છે: 'આ ન વાંચવું', પ્રજાની નીતિની ભાવના આથી ખંડિત થશે. સારૂં શિક્ષણ મળે એવાજ ગ્રન્થો વાંચવા.' પરંતુ સામાન્ય જનને તો એવા માનસિક આરોગ્ય વધારવાના ગ્રન્થો પરત્વે અરુચિજ હોય છે. કેવળ રસવૃત્તિને ઉત્તેજે એવા ગ્રંથો અનેક છે, પણ રસાસ્વાદને ખાતર જમનારાઓની તબિયત જ્યાં સુધી સારી હોય ત્યાં સુધી એમને એ કાર્ય કરતાં અટકાવવાની કંઇ પણ જરૂર નથી; તેજ રીતે કેવળ રસદષ્ટિથી લખાએલા ગ્રંથો જ્યાં સુધી ખાસ અનિષ્ટ ન થઇ પડે ત્યાં સુધી એનો પ્રચાર અટકાવવો આવશ્યક નથી. મોટે ભાગે તો મનુષ્યો, ભોજનના તેમજ સાહિત્યના વિષયમાં, રસાસ્વાદની તૃપ્તિને અર્થેજ પ્રવૃત્ત થાય છે અને આ પસંદગી સામાન્ય રીતે તો અહિતકર નથી નીવડતી, કારણ કે સામાન્યતઃ મનુષ્યના શરીર કે મનમાં કોઇ જાતની વિકૃતિ નથી હોતી, તો આ બંને વિષયમાં એની રુચિ યોગ્ય ને ઇષ્ટ પદાર્થ તેમજ કૃતિ તરફ વળે છે.

આ દષ્ટિએ જોતાં, સહૃદયની સ્વાભાવિક રસવૃત્તિને સંતોષે એવી કૃતિઓનાં સર્જન ઉપરાંત સાહિત્યકાર પાસેથી વધારે આશા રાખવી એ ખોટું છે. છતાં લોકો સાહિત્યકાર પાસે

ઘણી વધારે પડતી આશા રાખે છે અને એ આશા સંતોષાતી નથી ત્યારે સાહિત્યકારને દોષ દે છે.

સાહિત્યકાર એ પણ સામાન્ય મનુષ્ય જેવો મનુષ્ય જ છે એ વાત પણ કેટલીક વાર ભૂલી જવામાં આવે છે. નાનપણમાં ચોરને હું કોઇ લોકોત્તર પુરુષ સમજતો. આખું ઘર ખાંધે ઉપાડીને લઈ જવું હોય તો તેમ એ સહેલાઇથી કરી શકે એમ હું માનતો. બાળપોથીમાં હતો ત્યારે 'પ્રાઇમરી સ્કૂલ'ના ગરીબ શિક્ષકો મને દેવપુરુષ જેવા લાગતા. એક વાર એક શિક્ષકને સામાન્ય મનુષ્યની પેઠે બજારમાં શાક લેતો જોઇને મને અતીવ આશ્ચર્ય થયું હતું. સાહિત્યકાર માટે પણ ઘણા આવીજ ભૂલ કરે છે. એ તો કોઈ આદર્શ સૃષ્ટિમાં વિહરતા પુરુષોત્તમ છે એમ ઘણા ધારી લે છે.

સાહિત્યકાર જનતાનો સેવક છે. સાહિત્યસેવા એજ એનું કર્તવ્ય છે. એને કંઇ બીજો કામધંધો હોવોજ ન જોઇએ એમ કેટલાક માને છે. પણ સેવા કરવાનો કંઇ એણે ઇજારો રાખ્યો હોતો નથી. પોતાનો સ્વાર્થ સાધી પછી ઇચ્છા થાય તો અન્યની સેવા કરી છૂટવી એવું સામાન્ય જનસમૂહ વર્તન રાખે છે, તેવીજ રીતે સાહિત્યકાર પણ સ્વાર્થસાધના કર્યા પછી ઇચ્છા હોય તો સેવાવૃત્તિ કેળવવા સ્વતંત્ર છે.

સામાન્ય મનુષ્ય પોતાના વખાણ સાંભળીને પ્રસન્ન થાય છે. સાહિત્યકારથી પોતાની પ્રશંસા સાંભળીને રાચી શકાય નહિ. જેનામાં જરાય બુદ્ધિ ન હોય તે અભિમાનથી ફૂલાઇને મદમસ્ત થઇને ફરી શકે. સાહિત્યકાર આત્મનિષ્ઠ રહે, સ્વસન્માન સાચવવાનો યત્ન કરે તો એ અભિમાની, ગુમાની ગણાય.

સાધારણ મનુષ્યો પોતાનાં બાળકની સામું પણ ન જુએ તો તેની હરકત નહિ; સાહિત્યકારે તો આખી પ્રજાને ઘડવી

જોઇએ. પ્રજા સમસ્તનું માનસ એણે પારખી લેવું જોઇએ. દરેક મનુષ્યને પોતપોતાનો અભિપ્રાય વ્યક્ત કરવાની સ્વતંત્રતા છે; સાહિત્યકારે તો એ કૂવો કે ટાંકું હોય તેમ, લોકલાગણીનોજ પડઘો પાડવો જોઇએ. ટપાલી ને તારમાસ્તરને પણ સમજ ને રસ પડે એવી રીતે એણે લખવું જોઇએ. અંગ્રેજી ત્રીજા ધોરણથી આગળ ન જઇ શકનારાઓ પણ એની કૃતિનો નિર્ણય કરવાનો અધિકાર ધરાવી શકે.

વ્યવહારના વિષયમાં સાહિત્યકારને માથું મારવાનો અધિકાર નથી. વ્યાવહારિક બાબતોમાં એ શું સમજે ? એ તો ચોપડીઓ વાંચી જાણે કે લેખો લખી જાણે. એ કહે તે હસી કાઢવાનું હોય. સામાન્ય પસ્તાગિયા પણ એને સહેલાઇથી છેતરી કાઢે.

સાહિત્યકાર શારદાનો ઉપાસક છે. લક્ષ્મી તરફ એણે કેવળ ઉદાસીન વૃત્તિ ધારણ કરવી જોઇએ. સાહિત્યસર્જન એ નવરાનો ધંધો છે, અથવા ધંધાદારીની નવરાશનું પરિણામ છે. એમાંથી દ્રવ્યોપાર્જન કરવાનો વિચાર સરખો કરવો એ કેટલું હાસ્યાસ્પદ છે ? એની પાસે કોશ હોય, પણ તેમાં શબ્દો જ ભર્યા હોવા જોઈએ. સુવર્ણનો એ લોભ રાખે તો તે પાર્થિવ સુવર્ણ નહિ, પણ ઉષા સન્ધ્યાનાં સુવર્ણનો, અથવા સુંદર વર્ણનો. કાવ્યશાસ્ત્રનાં અલંકારો એની પાસે હોય છે, એટલે બીજાં અલંકારની એણે ખટપટ કરવાની જરૂર નથી.

આત્મપુરસ્કરણના આ જમાનામાં દરેક ધંધાદારી પોતાના માલની જાહેર ખબર આપી તેને સાતમે આસમાને ચઢાવવાનો પ્રયત્ન કરે છે. 'બોલે તેનાં બોર વેચાય,' એ ન્યાય આજે સર્વત્ર પ્રસરી રહ્યો છે. પરંતુ સાહિત્યકારથી પોતાની કૃતિ માટે કંઈ કહી ન શકાય. એ વિષે એણે તો માન સેવવુંજ ઘટે.

પ્રજા હલકા પ્રકારનું સાહિત્ય માગે ને સાહિત્યકાર તેવા

પ્રકારનું સાહિત્યસર્જન કરે તો પ્રજાને અધમ માર્ગે દોરવવાનું પાપ એને શિરે આવે છે. તેવા પ્રકારનું સાહિત્ય એ ન સરજે તો લોકભોગ્ય સાહિત્ય ન સરજવા માટે એ ગુનેગાર ઠરે છે. વિદ્વદ્ભોગ્ય સાહિત્ય સરજે તો વિદ્વાનો, ને વિદ્વાનોનું જોઇને લોકો પણ, નાકનું ટીચકું ચઢાવે.

આમ બિચારો સાહિત્યકાર કોઇને પૂરેપૂરો સંતોષ આપી શકતો નથી. આવી પરિસ્થિતિમાં એનું કર્તવ્ય એકજ છે. લોકો માંગે છે તેવા આદર્શ સાહિત્યકાર તો બેજ થઇ ગયા છે. એક દુનિયા જન્મી તે પહેલાનો મૃત્યુ પામ્યો છે, ને બીજો દુનિયા મરી જશે પછી જન્મવાનો છે. એટલે કોઇને સંતોષવાની દરકાર કર્યા વગર, આત્મ સંતુષ્ટ થાય એટલે બસ એમ માની એણે પ્રવૃત્ત થવાનું છે. આમે લોકો ક્યાં निरंकुशाः कवयः કહીને એને સ્વચ્છંદી નથી ગણતા ?



[૧૩]

# પ્રાધાન્ય—કર્તાનું કે કર્મનું?

''દ્રૌપદીહરણ' કોણે લખ્યું હતું ?' શિક્ષકે પ્રશ્ન પૂછ્યો.

કોઇ પણ વિદ્યાર્થીએ જવાબ ન દીધો, એટલે ફરીથી એમણે જરા મોટે અવાજે ખીજવાઇને એનો એ જ પ્રશ્ન પૂછ્યો અને ડોળા કાઢી એક નિર્બળ છોકરા સામું જોયું.

છોકરો બિચારો ગભરાઈ ગયો ને બોલી ઊઠ્યો: 'સાહેબ, મેં લખ્યું'તું. પણ સાહેબ, ફરીથી એવું નહિ લખું.'

આવું જ કાંઇક આજે મારી બાબતમાં બન્યું. એક સાહિત્યરસિક મિત્ર મને મળવા આવ્યા હતા. આપણા સાહિત્યની દરિદ્રતા વિષે બહુ ઉત્સાહથી ચર્ચા કરી એમણે મને પૂછ્યું: 'તમે શું ધારો છો ? પ્રેમાનંદનાં નાટકોનો લેખક કોણ ?'

આ અચાનક આવી પડેલા હુમલાથી હું વિચાર કર્યા વગર બોલી ઊઠ્યો: 'હું.'

'તમે ? તમે પ્રેમાનંદનાં નાટકોના લેખક !' એમણે સાશ્ચર્ય

પ્રશ્ન કર્યો, ત્યારે મેં અજાણ્યે કેવી જવાબદારી માથે ખેંચી લીધી છે તેનું મને ભાન થયું.

મારા પાડોશમાં એક વૃદ્ધ સન્નારી રહે છે. તે માને છે કે મડમ કદી હસતી નથી—હસી શકે જ નહિ, તેમ જ ઇંગ્લંડમાં કેળાં પાકી શકે જ નહિ. હું એમને ઘણી વાર સમજાવતો કે મડમ પણ હસી શકે છે—માણસની માફક—આપણી પેઠે જ, તેમ જ ઈંગ્લંડમાં પણ કેળાં થાય છે એટલું જ નહિ, ત્યાંના લોકોને કેળાં માફક પણ આવે છે. પરંતુ એ તો માથું ધુણાવી 'ઉહું, હોય જ નહિ. મડમ તે વળી હસે ખરી? ને મુઆ અંગ્રેજો વળી કી'દાડે અગિયારસ કે શિવરાત્રિ કરે છે કે એમના દેશમાં કેળાં પાકે!' એટલું જ કહેતાં. ગયે વર્ષે એમની છોકરીનો છોકરો ઇંગ્લંડ જઈ આવ્યો તેણે એમને કહ્યું: 'માજી, મડમ હસે છે. મેં હસતાં જોઇ છે. કેટલી યે મડમ મને હસતી! ને માજી, ઇંગ્લંડમાં કેળાં તો બહુ થાય છે. હું પોતે દરરોજ કેળાં ખાતો.' તો પણ માજીએ માન્યું નહિ. 'આવડો ઢીંચણ જેવડો હતો ત્યારની હું તને ઓળખું છું. તું શું મને છેતરવાનો હતો?' એટલો જ જવાબ એમણે આપ્યો. મને થયું, કેવી પામર મનોદશા! ગધેડાનું પૂછડું પકડયું તે છોડયું છૂટતું નથી. પોતાનો કક્કો ખરો કરવાના મોહમાં મનુષ્ય માત્ર પોતાની મૂર્ખાઇ ને અજ્ઞાન વ્યકત કરે છે.

આપણા સર્વમાં આ માજી કોઇ ને કોઈ પ્રકારે વસે છે. એક વાર આપણાથી ખોટું બોલાયું હોય તો તેને ખરા તરીકે ચલાવવા પ્રયાસ કરીએ છીએ. ગધેડાનું પૂછડું હોય કે પ્રેમાનંદનાં નાટકોનું કર્તૃત્વ હોય. પકડયું તે પકડયું. એનો ત્યાગ કરવો ઘણો કઠિન છે. પ્રેમાનંદનાં નાટકોનો લેખક હું છું એમ મેં ભૂલમાં જ મારા મિત્રને કહ્યું હતું; પણ એક વાર કહેવાઇ ગયું

એટલે એ ચાલુ રાખવું એ મારો ધર્મ થઈ પડ્યો.

મારા કર્તૃત્વ વિષે મારા મિત્રે સાશ્ચર્ય દર્શાવેલી શંકાનો જવાબ આપતાં મેં કહ્યુંઃ 'કેમ નહિ? શું હું એવાં નાટક ન લખી શકું? હરિલાલ ધ્રુવ એ નાટક લખી શકે, કેશવલાલ ધ્રુવ લખી શકે—અરે! પૂજાશંકરના પુત્ર નાથાશંકર શાસ્ત્રી લખી શકે અને હું જ ન લખી શકું!'

'તમે શી રીતે લખી શકો?'

'શી રીતે એટલે? નાટક લખાય તે રીતે.'

'તમે એ નાટકોના લેખક હશો એમ તો કોઈ પણ માને નહિ.'

'કેમ ન માને? હું માનું છું ને, અને કોઈ નહિ તો મારા ઘરનાંને મનાવીશ. દશબાર વર્ષમાં તો અડધું ગુજરાત માનતું થશે. થોડું પ્રચારકાર્ય કરવું જોઈએ.'

'પણ તમારાં લખાણમાં ને એ નાટકોમાં સમાનતા શી છે?'

'બહુ છે—અત્યંત છે.' કહીને પ્રેમાનંદનાં નાટકો ને મારા લખાણમાં રહેલા સમાન તત્ત્વ વિષે મેં એવું વિસ્તારપૂર્વક વિવેચન કર્યું કે મારા મિત્ર લગભગ બેભાન થઈ ગયા, અને 'હું માત્ર બેભાન થયો છું. છેક મરી નથી ગયો' એમ બતાવવા માટે જ ન હોય, તેમ શૂન્ય વદને સિગારેટ પીવા મંડ્યા.

મારા વિવેચનના છેલ્લા શબ્દોનો ધ્વનિ અનંતતામાં વિલુપ્ત થઈ ગયા પછી, એ ઝબકી ઊઠ્યા, હોલવાઈ ગએલી સિગારેટને ફરી ચેતાવી, કોટ પરની રાખ ખંખેરી બોલ્યાઃ 'એ બધું હશે; પણ આ નાટકો પ્રસિદ્ધ થયાં ત્યારે કદાચ તમારો જન્મ પણ નહિ થયો હોય અને થયો હશે તો તમને લખતાં વાંચતાં તો નહિ જ આવડતું હોય!'

પ્રથમ તો હું મહાત થયો હોઉં એમ મને લાગ્યું. મારી ઉંમરને આ નાટકના કર્તૃત્વ સાથે કંઈ પણ સંબંધ હશે એમ

મેં ધારેલું જ નહિ. પણ પછી તરત જ સ્વસ્થ થઈ જવાબ દીધો: 'તમે અપ્રસ્તુત વાત ન કરો. મારા જન્મને કે મારી ઉંમરને એ નાટકના કર્તૃત્વ સાથે કશો સંબંધ નથી. એ જુદો જ પ્રશ્ન છે. લગ્નાદિકના કાર્યમાં એ પ્રશ્નને મહત્ત્વ હોઇ શકે, આ નાટકના કર્તૃત્વના વિષયમાં નહિ.'

કંટાળીને એમણે જવાબ દીધો: 'હશે. કર્તા ગમે તે હોય, કૃતિ કેવી છે એ જ આપણે જોવું જોઇએ. આપણા સાહિત્યને માટે તો એ કોણે લખ્યાં છે તે કરતાં એ કેવાં લખાયાં છે એ જ પ્રશ્ન વધારે અગત્યનો છે.' એમ કહી એમણે વદાય લીધી.

મને લઘુ કૌમુદી શીખવતા એક શાસ્ત્રીને મેં 'પાણિનિ ક્યારે થઇ ગયા'? એવો પ્રશ્ન પૂછ્યો હતો ત્યારે એમણે રોષથી ડોળા કકડાવી મને જવાબ દીધો હતો: 'તારે તેનું શું કામ છે? પાણિનિનું શ્રાદ્ધબાદ્ધ કરવું છે કાંઇ? એવી વ્યર્થ ચેષ્ટા કરવા કરતાં તું તારે કૌમુદીનું અધ્યયન કર એટલે જ બસ છે.'

આ પ્રવૃત્તિના, ન્યાયના, કાર્યપરાયણતાના, ઉદ્યોગશીલતાના જમાનામાં, અસલના નિવૃત્તિ, આળસ ને અન્યાયના જમાનાની પેઠે કર્મને જ પ્રાધાન્ય અપાય છે, કર્તાને ગૌણસ્થાન મળે છે. કરનાર કોણ છે તે કરતાં, જેણે કર્યું હોય તેણે, પણ કર્યું છે શું ને કેવું એ જ વાત પર ધ્યાન આપવામાં આવે છે. સરકાર ને ન્યાયાધીશ કહે છે: 'ગમે તેવો માણસ હોય, કાયદો બધા માટે સરખો છે. કોણે ગુનો કર્યો છે તે અમારે જોવાનું નથી, કેવો ગુનો કર્યો છે એ જ અમારે જોવાનું છે.' ન્યાતજાતના અનેક ભેદો પાડી સમાજ કહે છે: 'ગમે તે ન્યાતનો માણસ હોય, એ જો ઉચ્ચ પ્રકારનાં કાર્ય કરતો હોય તો ઊંચો, નહિ તો નીચથી યે નીચો.' મોક્ષપ્રાપ્તિ ને મંદિરપ્રવેશના હકમાંથી અસ્પૃશ્યોને બાતલ કરી ધર્માચાર્યો કહે છે: 'ઇશ્વરની

નજરમાં સૌ સરખાં છે. જેનું આચરણ ધાર્મિક તે જ થશે ધર્મિષ્ઠ, પછી તે શૂદ્ર હોય તો યે શું ?'

વ્યાકરણના વિષયમાં પણ કર્તા પ્રધાન કે ક્રિયાપદ એ વિષે મતભેદ પ્રવર્તે છે. નામ ને આખ્યાનમાં પ્રધાન સ્થાન કોનું એ વિષે નિરુક્તકારે આરંભેલી ચર્ચા હજી સુધી ચાલુ જ છે. ઘણા વ્યાકરણવિદો કર્તા કરતાં ક્રિયાને પ્રાધાન્ય આપે છે. સર્વ કર્મનો પરિત્યાગ કરેલા વેદાન્તી સંન્યાસીના જેવું ક્રિયાપદ ભલે 'અકર્મક' હોય, પણ પ્રવૃત્તિપરાયણ સામાન્ય મનુષ્યોના જેવા કર્તા કરતાં એને જ તેઓ પ્રાધાન્ય આપે છે.

સિદ્ધાન્તની દૃષ્ટિએ આ વાત કદાચ સત્ય હશે, પણ વ્યવહારમાં તો ક્રિયા કે કર્મ કરતાં કર્તાને જ પ્રાધાન્ય મળે છે.

એક વખત, एकोऽहं बहु स्याम् (હું એક છું, ને અનેક થાઉં) એમ કહેતો હોય તેમ, પોતાના મનગમતા કાચના પ્યાલાને અનેક કકડાઓ રુપે અચાનક વિભક્ત થએલો જોઇ મારાં ધર્મપત્ની બોલી ઊઠયાં: 'અરે ! આ કોણે કર્યું ? છે જ સાળો મૂજી જેવો ! જરાય અક્કલ બળી નથી !'

'કોનામાં ?' મેં પૂછ્યું.

'આ ઘાટીમાં—'

'કેમ ?'

'અરે ! કેમ શું ? જુઓની, આ કેવો ફક્કડ પ્યાલો ફોડી નાખ્યો. એ તદ્દન બેવકૂફ જેવો છે કે નફિકરા સાંઢ જેવો—'

'એ પ્યાલો ઘાટીએ નથી ફોડયો, મારાથી ફૂટી ગયો છે.' મેં કહ્યું, ને એના મુખકમલમાંથી અન્ય વિશેષણોની સુવાસ બહાર આવતી અટકી ગઇ.

'કંઇ નહિ, નવો લેવાશે.' સ્વસ્થ થઇને એણે કહ્યું.

આમ ક્રિયા એક જ થઇ હતી–પ્યાલાના ફૂટવાની, પરંતુ

એ ક્રિયાનો કર્તા ધાટીને બદલે હું નીકળ્યો એટલે આખી વસ્તુસ્થિતિ બદલાઈ ગઈ.

આ જ પ્રમાણે કાયદો બધાં માટે કહેવાય છે એક, પણ પૈસા ને પ્રતિષ્ઠા પ્રમાણે એના ફેરફાર થાય છે એ સર્વવિદિત છે.

ધર્મના વિષયમાં પણ આચરણ મુખ્ય નથી, આચરનાર મુખ્ય છે. નરસિંહ મહેતા અંત્યજને અડકતા, પણ આપણાથી ન અડકાય. સંધ્યા કરવી એ મુખ્ય નથી, બ્રાહ્મણે કરવી એ ઉદ્દિષ્ટ છે. સાહિત્ય ને કલાની બાબતમાં પણ પ્રતિષ્ઠિત લેખક કે ચિત્રકાર સરજે તે સાચું સાહિત્ય ને સાચી કલાકૃતિ; એવી જ રચના કોઈક અજાણ્યો મનુષ્ય કરે તેનું મૂલ્ય કાંઇ નહિ. જાણીતો ગવૈયો બેસૂરો થાય કે એક રાગમાંથી બીજા રાગમાં ઊતરી પડે તો એણે મીંડ કે રાગમાળા કરી ગણાય; સાધારણ મનુષ્ય પ્રયત્નપૂર્વક અન્ય રાગની છાયા કરે તો એને રાગનું ભાન નથી એમ લેખાય. કૃષ્ણે દહીંમાખણ ચોરીને ખાધાં તે બાળલીલા ગણાઇ, ભક્તિકાવ્યનાં વિષયભૂત બન્યાં, ને મેં નાનપણમાં એક પાઇ ચોરી હતી માટે મને માર પડેલો !

વૈયાકરણો ગમે તે કહે, પણ વાકયમાં પણ પ્રાધાન્ય કર્તાનું જ હોય છે–ક્રિયાપદનું કદી નહિ. ક્રિયાપદ જ નવી વસ્તુનું વિધાન કરે છે, કર્તા તો માત્ર કોઇક વ્યક્તિ કે પદાર્થવિશેષનો જ નિર્દેશ કરે છે, તેમ જ ઘણાંખરાં નામો ધાતુ પરથી સિદ્ધ થએલાં હોય છે એ ખરું; પણ કર્તા જ ક્રિયાનાથ કહેવાય છે, ક્રિયાપદ કદાપિ કર્તૃનાથ કહેવાતું નથી. ગધેડો ભૂંકયો, ગધેડી ભૂંકી અને ગધેડું ભૂંકયું: એમાં ભૂંકવાની ક્રિયા પ્રધાન નથી (જો કે રાતના ઊંઘમાંથી જાગી ઊઠતાં આપણને એ ક્રિયા જ મુખ્ય હોય એમ લાગે છે), ગધેડો–ડી–ડું એ પ્રધાન છે. ભૂંકવાની ક્રિયા 'ગધેડા'ને 'ગધેડી' કરી શકતી નથી, પણ 'ભૂંકયો'ને ગધેડી 'ભૂંકી' કરી

શકે છે. આમ વ્યવહારની પેઠે વ્યાકરણમાં પણ કર્તા ક્રિયાનાં જાતિ ને રૂપ ફેરવી શકે છે. તત્ત્વજ્ઞાનની દષ્ટિએ પણ ક્રિયા કે કર્મ કરતાં કર્તાનું પ્રાધાન્ય છે. ઇશ્વર જગતનો કર્તા છે માટે જ એનું મનન ચિંતન આદિ કરવાનું છે અને એની ક્રિયા જગત–તેની કેવળ ઉપેક્ષા જ ઘટે છે. ઇશ્વરકર્તૃક જગત માયારૂપ ગણી તેનો ત્યાગ કરી, જગત્કર્તા ઇશ્વરની જ ભક્તિ ભાવિક જન માટે વિહિત છે.

આ પરથી સમજાશે કે પ્રેમાનંદનાં નાટકો કેવાં છે એ પ્રશ્ન કરતાં એ નાટકો કોનાં છે એ જ પ્રશ્ન વધારે અગત્યનો છે.

આપણું નાટયસાહિત્ય કેટલું દરિદ્ર છે એનો વિચાર કરો. આપણા સાહિત્યમાં જે ચારપાંચ સારાં નાટકો છે તેને બાદ કરતાં, બીજાં કોઇ પણ સારાં નાટક છે જ નહિ એમ કહેવું એ શું અતિશયોક્તિભર્યું છે? હજી આપણે ત્યાં સારાં નાટકો લખાતાં નથી. સારાં નાટકો ભજવાતાં નથી. આ સર્વનું કારણ શું? આ બધાનું કારણ એટલું જ છે કે પ્રેમાનંદનાં નાટકોનો લેખક કોણ તેનો આપણે હજી સુધી નિર્ણય કરી શકયા નથી. એનો નિર્ણય નહિ થાય ત્યાં સુધી આપણા નાટયસાહિત્યનો ઉદ્ધાર થવાનો નથી. ઇંગ્લંડમાં પણ શેકસપિયર–બેકનની ચર્ચા ચાલતી હતી, ત્યાં સુધી સારાં નાટકો અસ્તિત્વમાં આવ્યાં નહોતાં. હવે એ પ્રશ્નનો નિકાલ આવી જતાં ત્યાં સુંદર નાટયકૃતિઓ એક પછી એક રચાય છે.

હવે પ્રેમાનંદનાં નાટકોના કર્તૃત્વનો નિર્ણય કરી નાખવાનો વખત આવ્યો છે. નાટયસાહિત્યના ઉદ્ધાર અર્થે એ વિષેના સર્વ વાદવિવાદ બંધ કરી ઐકમત્ય સ્થાપવાની આવશ્યકતા છે. મનુષ્યજાતના પાપનો ભાર પોતાને માથે લઇ ક્રાઇસ્ટે મોક્ષનો માર્ગ સુલભ બનાવ્યો તેમ એ નાટકોના કર્તૃત્વનો ભાર

પોતાને શિરે લઇ સાહિત્યના ઉદ્ધારનો માગ સરળ કરે એવો બીજો કોઇ ન જણાયાથી હું અહીં સ્પષ્ટ ને સબળ રીતે જાહેર કરૂં છું: પ્રેમાનંદનાં નાટકો મેં લખ્યાં છે-મેં લખ્યા છે- એમાં મતભેદને સ્થાન નથી, વાદવિવાદને અવકાશ નથી. હવે એ વિષયની બધી ચર્ચા બંધ થઇ જેવી જોઇએ. આમ છતાં કોઇને વિરોધના સૂર કાઢવાની ઇચ્છા થતી હોય તો તેને કહેવાનું: 'ભાઇ, આ બાબતમાં પણ આપણે જો સંપ નહિ કરી શકીએ, તો સ્વરાજ્ય શી રીતે લઇ શકીશું ?'



[૧૪]

# પરપીડનપ્રિયતા

માનવ સંસ્કૃતિનું માપ કલહ. હુલ્લડ, મારફાડ ને લૂંટફાટ ઉપરથી જ આંકી શકાય છે. યુગો થયાં મનુષ્યે જે પ્રગતિ સાધી છે તે સંહારની બાબતમાં જ. સંહારથી અતિરિક્ત એવા વિષયમાં મનુષ્યે કરેલી પ્રગતિ નહિ જેવી છે. જે દેશની સંહારશક્તિ જેટલી સબળ તે દેશની સંસ્કૃતિ તેટલી જ ઉચ્ચ કોટિની એ ન્યાય આજે સર્વત્ર પ્રવર્તી રહ્યો છે. જે વ્યક્તિ અન્યને દબાવી ધાર્યું કરવા શક્તિમાન બને છે તે ન્યાતના પટેલનું બિરુદ પામે છે; જે પ્રજા ગુંડાશાહી આદરી ઈતર કોમને કચરે છે તે પોતાને માટે ખાસ હકની માંગણી કરી શકે છે; જે દેશ બીજા દેશને લૂંટી પોતે સમૃદ્ધ બને છે તે સુસંસ્કૃત ગણાય છે; જે શક્તિ મનુષ્યોનો એકસામટો સંહાર કરે છે તે દેવનું અભિધાન પામી માનવપૂજાની અધિકારિણી બને છે.

પશુમાંથી મનુષ્યની ઉત્ક્રાન્તિ ક્રમશઃ થઇ છે એ ડાર્વિનનો

સિદ્ધાન્ત સાચો હોય કે નહિ, પરંતુ મનુષ્યમાં પશુભાવ જન્મથીજ રહેલો હોય છે અને તેનો નિતાન્ત વિનાશ કદી પણ થઈ શકતો નથી, એ નિઃસન્દેહ છે. શતકોની સંસ્કૃતિ પછી પણ મનુષ્યે પશુભાવને તજ્યો નથી, પરંતુ તેને સંસ્કૃત બનાવી વધારે અમોઘ બનાવ્યો છે. પશુરાજ સિંહ સીત્તેર બકરાં ને એટલાં જ અન્ય પશુઓને મારી શકે છે, તે પ્રાણિરાજ મનુષ્ય સાત હજાર બકરાં ને એથીયે વધારે મનુષ્યોનો સંહાર કરવાની શકિત ધરાવે છે.

પરપીડનપ્રિયતા–બીજાને દુઃખ દઇ રાજી થવાની વૃત્તિ-પશુમાં તેમ જ મનુષ્યમાં સ્વભાવથી જ રહી છે. બિલાડી વંદાને પીંખીને તેને તરફડિયાં મારતો જોઇ જેટલો આનન્દ લે છે તેટલો જ આનન્દ એક મનુષ્ય બીજાને થપ્પડ મારી તેને ગાલ પંપાળતો જોઇ લઇ શકે છે. જાહેર રીતે કોઇ આવી રીતે આનન્દ લેતું દેખાતું નથી તેનું કારણ એટલું જ છે કે મનુષ્ય પોતાની સ્વાભાવિક વૃત્તિઓના સ્વાભાવિક આવિર્ભાવમાં શરમાતો થયો છે. બાકી હજી પણ મારામારી, લૂંટફાટ, ફાંસી વગેરેનાં દૃશ્યોમાં, પોતે સહીસલામત હોય તો, મનુષ્યને એટલો જ આનન્દ આવે છે. રસ્તે ચાલતા માણસને એકાએક ગબડી પડતો જોઇ જોનારાઓને આનન્દ થાય છે તેનું પણ આ જ કારણ છે.

પારકાની પીડા જોઇને જ મનુષ્યને આનન્દ થાય છે એમ નથી. જેને એ પોતાનાં ગણેગણાવે છે તેને હેરાન કરવામાં પણ ઘણી વાર એ મોજ માણે છે. પોતાના બાળકને મારી માતા કે પિતા સંતોષ પામે છે; પોતાની સ્ત્રીને ફટકારી પતિ અકથ્ય અભિમાન ધારણ કરે છે; પોતાના શિષ્યને મારવામાં શિક્ષક વિદ્યાદાનનું સાફલ્ય સમજે છે.

પ્રગતિનો વિકાસ એટલે આ પરપીડનની શકિત ને સાધનોનો વિકાસ. રોટલી કૂતરાને કરડતી નથી, પણ કૂતરો રોટલીને

કરડી શકે છે માટે કૂતરો રોટલી કરતાં મોટો. કૂતરો બાળકને ઢેફું મારી શકતો નથી, પણ બાળક કૂતરાને ઢેફું મારી શકે છે માટે બાળક કૂતરા કરતાં ઊંચો. બાળક યુવાનને મુક્કો મારી શકતો નથી, પણ યુવાન બાળકને મુક્કો મારી શકે છે, માટે યુવાન બાળક કરતાં ચઢિયાતો. વહુ વરને તમાચો મારી શકતી નથી, પણ વર વહુને તમાચો મારી શકે છે, માટે વહુ કરતાં વર મોટો. હિંદી પરદેશીને ગોળી મારી શકતો નથી, પણ પરદેશી હિંદીને ગોળી મારી શકે છે, માટે હિંદી કરતાં પરદેશી શ્રેષ્ઠ.

હૃદયના ભાવ ને વૃત્તિને વ્યકત કરવાનું મુખ્ય ને પ્રાથમિક સાધન તે મુખ છે. જેમ જેમ વિકાસ થાય છે, તેમ તેમ મુખ સાથે બીજાં અવયવો તેમજ બાહ્યસાધનો પણ એ ભાવ ને વૃત્તિને વ્યકત કરવામાં સાધનભૂત થાય છે. આથી પરપીડનના કાર્યમાં અસંસ્કૃત અવસ્થામાં મનુષ્ય ને નિર્બળ જંતુઓ મુખનો જ મુખ્યત્વે ઉપયોગ કરે છે. ઉત્ક્રાન્તિક્રમના પગથિયાં ચઢતાં ચઢતાં એમાં શિંગડાં, પંઝા, હાથપગ, બંદૂક, તોપ, વિમાન આદિની સહાય લેવામાં આવે છે.

કીડી, મંકોડા, ચાંચડ માંકડ તેમજ સર્પાદિ પેટે ચાલનારા જંતુઓની એ પરપીડનપ્રિયતાની વૃત્તિ કરડવામાં વ્યકત થાય છે. ગાય ભેંસ વગેરે શિંગડાંનો ઉપયોગ કરે છે. સિંહવ્યાઘ્રાદિ પંઝા વડે સંહાર કરે છે. વાંદરા હાથ વડે પ્રહાર કરી શકે છે ને મનુષ્ય મુખ, હાથ, પગ, લાકડી, છરી, તલવાર, બંદૂક, તોપ, બોમ્બ ને ગેસ વડે પોતાની વૃત્તિને સંતોષ આપી શકે છે. આ રીતે જોતાં મનુષ્યની શ્રેષ્ઠતા સિદ્ધ થઇ શકે છે.

વ્યષ્ટિ અને સમષ્ટિ વચ્ચે એવો નિકટનો સંબંધ છે કે વ્યકિતના વિકાસનું નિરીક્ષણ કરી આપણે આખી જાતિનાં વિકાસની કલ્પના કરી શકીએ છીએ. એ મુજબ આ વૃત્તિના

આવિષ્કરણની બાબતમાં બાળકની ચેષ્ટાનું અવલોકન કરી તેમાં ઉત્તરોત્તર વિકાસ શી રીતનો થાય છે એનું નિરીક્ષણ કરી માનવજાતે આ વિષયમાં કરેલી પ્રગતિનો આપણે કંઈક ખ્યાલ કરી શકીએ. બાળક પોતાની સ્વાભાવિક વૃત્તિઓનું સંગોપન કરતો નથી, પણ તેને યથેચ્છ પ્રગટ કરે છે; એટલે બાળકની ચેષ્ટા પરથી એ વૃત્તિ કેટલી સ્વભાવસિદ્ધ છે તે પણ સમજી શકાય છે.

બાળકને દાંત આવતાં વારને જેને તેને કરડવાની પ્રબલ ઇચ્છા દ્વારા આ વૃત્તિનો પ્રથમ આવિષ્કાર થાય છે. બાળપણમાં હું કોઇને કરડયો હતો કે નહિ તે મને યાદ નથી, પણ મેં જે નાનાં બાળક જોયાં છે તે તે સર્વ કરડવાના અજબ શોખીન હતાં. મારા એક મિત્રના નાના બાળક પાસે કોઇકે કૂતરાનું બચ્ચું મૂકયું. 'અરે ! કૂતરૂં કરડી ખાશે !' એમ આસપાસ બેઠેલાં ભયથી બોલી ઊઠયાં. પણ કૂતરૂં બાળકને કરડે તે પહેલાં બાળક કૂતરાને કરડયું ને ચીસ પાડતું કૂતરૂં ત્યાંથી ચાલ્યું ગયું ! ખાદ્ય પદાર્થ સિવાય આપણે બીજા કોઈ પ્રાણી કે પદાર્થને કરડતા નથી, કોઇને કરડી ખાવાનો વિચાર કરતાંયે શરમ લાગે છે, છતાં આપણા ઉત્ક્રાન્તિક્રમમાં એક સમયે આપણે અન્ય પ્રાણીઓને કરડતાં હોઇશું એ નિર્વિવાદ છે. નહિ તો બાળપણમાં કરડવાની ઇચ્છા શી રીતે સંભવે ? આપણા આગલા રાક્ષસી દાંત ખોરાક ચાવવાના કામમાં નથી આવતા. પણ જ્યારે કોઇક અવસ્થામાં કરડવાનું કાર્ય આપણે સ્વાભાવિક રીતે કરતા ત્યારે એવા અનેક દાંતો આપણને હશે. અને ક્રમશઃ તેમાંથી ઓછા થતાં થતાં અત્યારે આટલા દાંત એ પ્રકારના રહી ગયા છે, એમ માનવું પ્રાપ્ત થાય છે. ચુંબનાદિક પણ એ કરડવાની ક્રિયાનો જ એક પ્રકાર છે એમ કેટલાક

વિદ્વાનો માને છે. અને પ્રેમનાં ને દ્વેષનાં ડાંઠાં વચ્ચે કેટલો ફેર છે એ કોણ કહી શકે?

જરા મોટું થતાં એ હાથપગનો ઉપયોગ કરતાં શીખે છે. કરડવાને બદલે હવે લાત, તમાચો ને ધક્કા મારવા માંડે છે. મને યાદ છે કે હું નાનો હતો ત્યારે ઓટલે ઊભેલા માણસોને પછાડીથી છાનોમાનો ધક્કો મારી આવતો ને તેઓ ચમકીને ગબડી પડતાં તે જોઈ ઘણો ખૂશ થતો. આ વસ્તુ સારી નથી એ જાણું છું, તોયે આજે નાનપણમાં મેં આવી રીતે ધક્કો મારી ઓટલેથી ગબડાવી પાડેલાં બાળકો ને પાઘડીવાળા માણસોનું મને સ્મરણ થાય છે ત્યારે ગ્લાનિ ઉપજવાને બદલે મને ન સમજાય એવા કોઇ આનન્દની લાગણી જ થાય છે!

ઉંમર વધતાં એ બાળક ઢેફાં ને પથ્થરનો ઉપયોગ કરવા માંડે છે. એવો કયો મનુષ્ય હશે કે જેણે નાનપણમાં કોઇને પણ ઢેફું નહિ માર્યું હોય? કેટલીક વાર તો આ ટેવ છેક મોટપણ સુધી રહે છે. સુરતમાં ગણપતિચોથનું બીજું નામ પથરાચોથ છે. અને તે દિવસે મોટી ઉંમરના મનુષ્યો પણ બારીએથી કે અગાસી પરથી યથેચ્છ પથરા ફેંકે છે ને કોઇને એ પથરા વાગી જતાં તેનું ગાલિપ્રદાન સાંભળી કૃતકૃત્યતા અનુભવે છે. સાહિત્યમાં કાંકરી મારવાની વાત આવે છે તે માત્ર શૃંગારની ચેષ્ટા નથી પણ વૃત્તિનું પરિણામ દર્શાવે છે. શૃંગારના વિષયમાં પણ પર-પીડનપ્રિયતાની વૃત્તિ અનેક પ્રકારે આવિર્ભૂત થાય છે અને કામશાસ્ત્રના વિવેચકોએ એને ખાસ સંજ્ઞા પણ આપી છે.

વય વધતાં પથ્થર છોડી એ લાકડી ફેરવતાં શીખે છે. કોઈ પણ બાળક લાકડી જોઇને કેટલું ખૂશ થાય છે એ જાણીતું છે. વૃદ્ધોએ આલંબન અર્થે ગ્રહણ કરેલી કે યુવાનોએ શોભા માટે ધારેલી લાકડી એમની પાસથી દૂર થતાં તરત જ બાળક

એ લાકડી લઇ લે છે ને પછી ફાવે તેમ તે વડે પ્રહાર કરવા માંડે છે. પણ લાઠી વડે પ્રહાર કરવાની કુશળતા તો એ મોટી વયનો થયા પછી જ મેળવી શકે છે.

આ પછી ધીરે ધીરે એ અન્ય શસ્ત્રાસ્ત્રોમાં પ્રવીણતા મેળવે છે. હિન્દ સિવાયના દેશમાં જન્મવાનું સૌભાગ્ય એને સાંપડયું હોય તો એ બંદૂક ફોડતાં, તોપ મારતાં, બોમ્બ ફેંકતાં ઇત્યાદિ અનેક સંહારસાધનો વડે પોતાની વૃત્તિને સંપૂર્ણ રૂપે વ્યકત કરતાં શીખે છે.

આ પ્રમાણે કરડવાની ક્રિયાથી શરૂ કરી બોમ્બ ફેંકવા સુધીની પ્રગતિ એ જીવન દરમ્યાન સાધે છે. માનવ જાતિનો વિકાસ પણ આવા જ ક્રમે થયો હશે, એમ આપણે કહી શકીએ.

આ દષ્ટિએ જોતાં, એક દિવસમાં વધારેમાં વધારે ૩૫ મનુષ્યોનો સંહાર ને ૪૦૦ મનુષ્યને ઘાયલ કરી શકનારી પ્રજાની સંસ્કૃતિ કરતાં મહાયુદ્ધ દરમ્યાન એક દિવસમાં ૩૫૦૦ મનુષ્યોનો સંહાર ને ૪૦૦૦૦ મનુષ્યોને ઘાયલ કરી શકનારી પ્રજાની સંસ્કૃતિ અનેકધા ઉત્કૃષ્ટ છે, એ દીવા જેવી સ્પષ્ટ બાબત છે.

સાહિત્યમાં પણ આ બાબતમાં આપણે કરેલી પ્રગતિ નોંધવાયોગ્ય છે. જંગલી મનુષ્ય માત્ર હાથ વડે કે બહુ ક્ષુદ્ર પ્રકારના હથિયાર વડે લડતા, તેમ પ્રાચીન કાળમાં સાહિત્યકારો વાગ્યુદ્ધમાં અસંસ્કૃત ગાલિપ્રદાનનો ઉપયોગ કરતા. દાખલા તરીકે છેક પ્રાચીન કાળમાં શાસ્ત્રીઓ શાસ્ત્રાર્થ કરતા સભામાં એક બીજા સાથે લડતા ત્યારે રે રે रासभ, पृथिवीभारभूत ઇત્યાદિ શબ્દોનો ઉપયોગ કરતા; અથવા વેણીસંહાર નાટકમાં કર્ણ ને અશ્વત્થામા એકબીજાને राधागर्भभारभूत ब्राह्मणबंधो ઇત્યાદિ શબ્દો વડે સંબોધે છે, તેને આપણે બાળકની કરડવાની ક્રિયા સાથે સરખાવી શકીએ.

ત્યાર પછી આગળ વધતાં 'કુન્તીપ્રસન્નાખ્યાન'માં તેમજ બીજા ગ્રન્થોમાં વલ્લભેચંદ અને શામળ પર જે વાક્પ્રહાર કર્યાં છે, તેને આપણે મોટી ઉંમરના બાળકની ઢેકાં મારવાની ક્રિયા સાથે સરખાવી શકીએ. આ પછી નર્મદદલપતનાં યુદ્ધ પ્રૌઢ વયના પુરુષો એકબીજાને ચોટલી પકડીને ફટકાવે અથવા દંડથી પ્રહાર કરે તેનાં જેવાં છે, એમ કહી શકાય. તે પછીના યુગમાં ગ્રન્થાવલોકન રૂપી છરીનો ઉપયોગ સામાન્ય થઇ પડ્યો. આધુનિક સમયમાં ચર્ચાપત્રને ઓથે રહી તીક્ષ્ણ બાણો ફેંકવાની કળા ઘણા લેખકોએ હસ્તગત કરી છે. જેમ આગળ એક બાણમાંથી અનેક બાણો ઉત્પન્ન કરી શકે એવા મહારથીઓ હતા, તેમ અત્યારે એક ચર્ચાપત્રમાંથી દોઢ હજાર બાણો ભિન્ન ભિન્ન દિશામાં ફેંકી શકનારા મહારથીઓ પણ હયાત છે. આ પ્રમાણે સાહિત્યના વિષયમાં આપણે કરડવાથી માંડી બાણ ફેંકવા સુધી આવી પહોંચ્યા છીએ અને હવે બોમ્બયુગ આવતાં બહુ વાર નહિ લાગે, એવાં ચિહ્ન દેખાય છે.



[૧૫]

# સર્જનજૂની કથા

એ હતો પુરુષ,
ભવ્ય અને ભયંકર,
ગાજતો ને ગજાવતો,
દુનિયા ડારતો, ધરણી ધ્રૂજાવતો,
પૌરુષથી ને કોલસાથી ભરેલો,
ચાળીશચાળીશ માઇલના અંતર
પવનવેગી એ કલાકમાં પૂરા કરતો.
લોકો એને 'એક્સ્પ્રેસ' કહેતા.
પણ એ તો હતો માત્ર પુરુષ—
પુરુષ એન્જીન.

નાજુક ને નમણી,
મદભર ને મદાલસ,
કાળી ને કામણગારી,
હતી એને પડખે,
નાગકન્યા સમોવડી,
એક એન્જીન–બાલા.
લોકો એને 'લોકલ' કહેતા.
લોલવિલોલ ચાલતી
કલાકના પંદર માઇલ એ કાપતી.

જીવનની એક ધન્ય પળે,
પુરુષએન્જીને નિરખ્યું એન્જીનબાલા સામું,
ને એન્જીનબાલિકાએ

પુરુષએન્જીન પ્રતિ મીટ માંડી.
પુરુષનું પુરુષહૃદય ઢળ્યું નારીને ચરણે
ને નારીનું નારીહૃદય
પરવર્યું પુરુષની પૌરુષપૂજાએ.
જન્મજન્માન્તરના પરિચય
લાધ્યા એક ક્ષણમાં બંનેને.
આત્માએ આત્મનને ઓળખ્યો
ને નયનબાણે પ્રારબ્ધલેખ લખાયા.

પણ કદાચ,
પ્રેમના ઝરણુ આડી
પાળ બંધાયા વિનાની રહી છે?
સ્નેહના સરવરજલમાં
કાંકરા નાંખ્યા વિના
રહી છે વિધિ કદાચ?
પ્રેમીના પ્રણયસન્વર
રુધિરજલના રચાયા છે.
નિરાશાગૂંથી એની ઊર્મિમાલા પર
નિઃશ્વાસની સમીરલહેર વાય છે.
એને કાંઠડે પાષાણે પાષાણુ
વિરહનાં રુદનગીત ગાય છે.

પાસે ઊભાં હતાં બંને
પ્રેમી ને પ્રણયિની,
નરએન્જીન ને એન્જીનબાલિકા—
પાસે તો યે દૂર.
નયન નયનમાં ઢળતાં,
પ્રાણ પ્રાણમાં પરોવાયા હતા.

હૃદય હૃદયમાં ગૂંથાયાં હતાં.
પણ 'અક્રૂર' શા હાથ
દૂર–વિદૂર હતા એકબીજાથી.
આલિંગનના અભિલાષ હતા,
પણ આશા નહોતી.
બંને ઊભાં હતાં એકબીજાને સમાન્તર પાટે !
ને વાચક,
પૃથ્વીને પાટલે,
મનુકુલની ઇતિહાસગાથામાં,
ચિત્રકારના ચિત્રફલક સિવાય,
કદીય સમાન્તર રેખા મળી જોઇ છે ?–જાણી છે ?
પદભૂમિની સમાન્તરરેખા લોપ્યા વિના,
ચિત્તભૂમિની સમતા ખોયા વિના,
તું ય કદાય,
મળી શક્યો છે તારી હૃદયદેવીને ?
કાળગંગાને આ કાંઠડે તો
બંનેયને હતું
જોવાનું ને ઝૂરવાનું.
સાન્ત આ જગતમાં
વિરહની અનંતઝાળે જળવાનું.

ને વિધિ સરીખડા
ક્રૂર ને હૃદયવિહોણા
સારથિઓ લૂંટી લેતા
એમના દર્શનસુખને ય.
દષ્ટિપથથી દૂર કરતા બન્નેને.
ને વિરહદૂભ્યો એ એનજીનવીર,

હૃદયના આર્તરવ શી
કારમી કિકિયારી નાખી
પ્રિયાની વદાય લેતો.
અને,
નયનપથથી દૂર–સુદૂર સરતા
પ્રણયીને નિરખી રહેતી
હૈયાસૂની એ એન્જીનકન્યકા.
તે ધૂમ્ર શા નિજ નિઃશ્વાસે
ગગનમંડળ ભરતી,
‘પિયુ—પિયુ—’ પોકારતી
એય પાછળ પરવરતી—
પણ એની ગતિ
અવરોધતો એનો સારથિ.
અને ત્વરિત ગતિએ દોડતા
એ નરએન્જીન
ને મંદ ગતિએ ચાલતી
એ એન્જીનબાલા વચ્ચેનાં અન્તર વધતાં.

અન્તરની ઉષ્માથી
બળતો ને બાળતો
ઊન્હા ને ઊંડા
ઉર–નિઃશ્વાસે વાતાવરણને કંપાવતો,
હૈયાની વરાળના ધૂમ્રગોટે
આકાશને આવરતો,
વિરહની અગ્નિકણિકા
આસપાસ વેરતો
પ્રિયાની વાટડી જોતો,

સ્થળે સ્થળે એ શોભતો.
'સેન્ટ્રલ'–જન્મ્યા વિયોગને
વિલોપવા એ 'દાદર' પર શોભતો.
અને ઝાંઝરના ઝમકાર કરતી,
'પિયુઉઉઉ' એવો દીર્ઘ રવ કાઢતી
પ્રિયને ઊભેલો જોઇ હર્ષોન્મત્ત
ગજગામિની શી એન્જીનબાલા
રસપગલે આવી પહોંચતી.
પળેક મીટ મળતી બંનેની
ને તારામૈત્રક રચાતું.
પણ—પણ
વજ્રકઠણ હૈયાનો સારથિ
નર એન્જીનને ગળચીમાંથી પકડી
ગતિમાન કરતો.
અને ફરી એક વાર
પ્રિયા ને પિયુ વચ્ચે
વિયોગનાં અંતર વાધતાં.
બોરીવલીની તપોભૂમિ આગળ
શકુન્તલા ને દુર્વાસા જેઠે
પુનર્મિલન થતું બંનેનું–
થતું–ન થતું ને વિયોગ વાધતો ફરીથી.

ને પછી તો,
સવાર બપોર ને સાંઝ,
સાંઝ બપોર ને સવાર,
બપોર સવાર ને સાંઝ:
ઓછાયા ઊગતા ને આથમતા–

આથમતા ને ઊગતા.
સ્ટેશનો જતાં,
ગામો જતાં.
નગરો જતાં
પૂલો જતા—
ન જતો માત્ર એક વિયોગ !
નર્મદના સાહિત્યલેખ;,
ને દેવશંકરની ઘારીની લ્હાણુ,
હરિશંકરના સેવમમરા ને ભજિયાં
ને બિલિમોરિયાના બરફી
ઇત્યાદિની પુણ્યસ્મૃતિ જગવતા
સૂર્યપુરને સ્ટેશને એ થોભતો.
પાછળ નજર નાંખતો,
આગળ નિઃશ્વાસ નાંખતો,
પ્રિયાને બૂમ પાડતો!
હાંફતો, કંપતો,
એ રસએન્જીન
રસવાટડી જોતો રસપ્રિયાની.
પણુ એની પ્રિયા તો
વિરારે વિરામતી.
નિજ તરંગે ગગન ચૂમતી
પુણ્ય રેવાને તીરે
પુલ પર ગતિમન્દ પિયુ
પ્રિયા ચિંતતો તપ તપતો.
ભગવતી નર્મદા યે
એનું દુઃખ ન ફેડતી !

દુર્બલને તો દેવ પણ સહાતાં નથી.
ને પ્રેમીનાં વિરહદુ:ખ તો
નદીઓ ને મહેરામણો યે
શીટાડતાં નથી.
મુગલાઇના વિલાસરંગ્યા,
ગાંધીજીના તપસોહામણા
મજૂરોના પ્રસ્વેદભીના
અમદાવાદમાં એ રાત્રિ ગાળતો–
સૈય્યા એની સૂની રહેતી,
નયન નિંદવહોણાં રહેતાં.
થાકદુ:ખ્યું તાપતપ્યું શરીર એનું
અમદાવાદના 'શેડ'માં સૂતું
પણ વિરહ ને પ્રેમથી ભીનો
મનમોરલો તો
'વિરાર'–પ્રિયાને મન્દિરિયે–સંચરતો.

× × ×

એકદા,
વિધિભૂલાવ્યો 'સિગ્નલમેન' ભૂલ્યો.
ને એકની ભૂલ તે અન્યનું ભદ્ર.
એની ભૂલે વર્ષોનો વિયોગ આથમ્યો
એ નરએન્જીન ને એન્જીનબાલાનો.
બહાર કાજળકાળી રાતડી હતી
ને અંતરમાં વિરહની
એવીજ કાળી વાતડી હતી.
દમદૂબ્યો દર્દી
જાણે અંતિમ શ્વાસ લેતો હોય

એવા ઘેરા અવાજે ગાજતો
નરએન્જીન દોડતો હતો.
અને એણે જોયું-
સામેથી, એજ પાટે-
ધસમસતી ને ધીરગંભીર
એન્જીનબાલા આવતી હતી.
એ જ પાટે-એક જ પાટે !
"ગયો-ગયો-વર્ષોનો વિયોગ ગયો !
પ્રલય થાય ભલે જગતનો ને
જગતનાં પ્રાણીનો.
આજે તો ઉત્સવ છે,
અનેક-અનેક વર્ષોનો,
વિરહ આજ વિલાય છે.
જન્મજન્માન્તરની-યુગયુગની-
તપશ્ચર્યા આજ ફળે છે"
એમ પ્રલાપ કરતો
દોડયો-ઊડયો એ નરએન્જીન;
ને એ જ ભાવનાભીની
એન્જીનબાલા સામેથી ધસી,
'અક્રૂર' શા હસ્ત લંબાવ્યા બંનેએ-
ને આત્મા એક હતા
તે હવે દેહે એક થયા બંનેના.
એક થયા ?-ના, અનેક થયા !
નાડીઓ તૂટી ગઈ,
ચક્રોના ચૂરા થયા.
મુખમંડળની કણિકાથી દિશા ભરાઈ ગઈ.

અને પ્રણયના પ્રથમમિલને
એ પ્રેમી આત્માઓએ
પ્રયાણ આદર્યાં
આ પૃથ્વી પરથી.
પાંડુ અને માદ્રીની
મહાભારતભાખી કથા
પુનઃ રચાઈ
સાન્તાક્રુઝને સ્ટેશને.

* * *

પૃથ્વીના હે પુરુષપરિવાર,
સુણજે મારી આ કથાની મન્ત્રઘોષણાઃ
રમણી રમણીય છે—
પણ દૂરથી જ.
ને સૃષ્ટિના હે સુન્દરીસમુદાય,
શ્રવણ કરજે ગીતગોવિન્દ શા
મારા આ ગીતએન્જીનનો ફલોદ્દેશઃ
પહાડ શો પુરુષ
પ્રતાપી ને આકર્ષક છે—
પણ આઘેથી જ.
પ્રત્યેક પુરુષહૈયામાં
હજીય પાંડુ પોઢે છે.
ને પ્રત્યેક નારીઉરમાં
હજીય મહાલે છે માદ્રી.
સંયમના તપોવનમાં
બંનેને દૂર રાખ્યાં સારાં.

બન્નેને પૂજજો
પ્રાણના પુષ્પે પ્રત્યેકને
આરાધજો, અન્તરના આર્તરવે
વાળજો, પરિશુદ્ધજો, પરિસંતુષ્ટજો
હૃદયના પ્રણયને;
પણ ઉલ્લંઘશો માં કદીયે
જીવનની સમાન્તર રેખાઓને.
મિલનમાં તો વિનાશ છે,
સ્નેહીઓનો ને સ્નેહનો ય તે.*



---

* કબૂલવું જોઇએ મારે,
કે આ પ્રણયકથાની પ્રેરણા
પીધી છે મેં,
ને લાધી મારા હૈયાને
હીકરી વૂડલેખી
આંગલગ્રંથિકાને ઓવારે.

—લેખક

[૧૬]

# બુદ્ધિની કસોટી

ઘણા સમર્થ વિચારકો કહી ગયા છે કે મનુષ્યનું મન એવું ચંચળ છે, કે તે એક વસ્તુ તરફ લાંબો વખત અભિમુખ થઇ શકતું નથી. એક ડાળી પરથી બીજી ડાળી પર કૂદતા શાખામૃગની પેઠે મન પણ એક વિષય પરથી બીજા વિષય પર હંમેશ કૂદ્યાં કરે છે. સ્થિરતાથી એક વિષયના વિચાર એ કરી શકતું નથી. સમર્થ વિચારકોએ, એકાગ્ર મનથી વિચાર કરીને કહ્યું છે એટલે આ વાત છેક ખોટી છે એમ તો ન કહેવાય. પણ એક વખત મેં એક વાંદરૂં જોયું હતું, તે એક ઝાડની શાખાએ પૂછડી ભેરવી રહ્યું હતું અને ગમે એટલા પ્રયત્નો કરવા છતાં તેનાથી બીજા ઝાડ પર જવાતું નહોતું. એ વાંદરાની પેઠે મન કવચિત એક વિષય પર એવું ચોંટી જાય છે, કે ત્યાંથી એ ખસી શકતું જ નથી. આવો અનુભવ મને થોડાજ વખત પર થયો હતો.

હું આરામખુરસી પર પડયો પડયો અપચા પર બીડાનું

શાક નડે કે નહિ, તેના વિચારમાં મશગુલ થઇ ગયો હતો. એટલામાં મારાં સહધર્મચારિણી હાથમાં એક 'સ્ત્રી–ઉપયોગી' માસિક લઈ આવ્યાં ને મને કહ્યું: "આનો જરા જવાબ કહોની."

"ના, નહિ નડે." મેં જવાબ દીધો.

"શું નહિ નડે?" એણે પૂછ્યું.

"કેમ? ભીંડા." મેં કહ્યું.

"ભીંડા? ભીંડા ક્યાંથી આવ્યા?"

"કેમ? અપચા પર ભીંડા નડે કે નહિ, એમ તેં મને પૂછ્યું ને?"

"મેં વળી એમ ક્યારે પૂછ્યું?"

"બરાબર, બરાબર. એ તો હું વિચાર કરતો હતો કે અપચા પર ભીંડા નડે કે નહિ, એટલામાં આવીને તેં જવાબ માંગ્યો એટલે હું એમ બોલ્યો. બોલ, હવે તારો શો પ્રશ્ન છે?"

એણે 'સ્ત્રી–ઉપયોગી' માસિકમાં જોઇને પૂછ્યું: "બોલો, હું કોણ છું?"

"તું? તું કોણ છે? તું મારી પત્ની, ભાર્યા, દારા, સહધર્મચારિણી, જીવનસંગિની, ધણિયાણી, ગૃહિણી, ઘરવાળી, પરણેતર ઈત્યાદિ ઇત્યાદિ છે."

"મજાક શું કરો છો?"

"મજાક નહિ, ખરૂં જ કહું છું કે તું મારી ગૃહિણી, પત્ની વગેરે વગેરે છે. છતાં તને એવો સાપેક્ષ સંબંધ ન રુચતો હોય, ને ઉચ્ચ, આધ્યાત્મિક ભૂમિકાએ જવું હોય તો તત્ત્વમસિ ('તું તે છે'). તે તે કોણ એમ પૂછતી નહિ. તે તે કેઇ નહિ, નેતિ નેતિ આ નહિ, એ નહિ, પેલું નહિ, પેલો નહિ. સંતોષ થયો, હવે?"

"અરે સાંભળો તો ખરા, બરાબર! હું કોણ એટલે

હું નહિ."

"વાહ ! હું કોણ એટલે હું નહિ, એ જ્ઞાન બહુ દુર્લભ છે; અને તને એવા દુર્લભ જ્ઞાનની અધિકારિણી થએલી જોઇને મને ઘણો આનંદ થાય છે."

"બળ્યું ? જેમાં તેમાં તમને તો મજાક જ સૂઝે છે. સીધો જવાબ ન દેવો હોય તો હું આ ચાલી !"

ઉર્વશીના વિયોગે ઘેલા થઇ ગએલા પુરુરવાની સ્થિતિ મને સાંભરી આવી ને બોલી ઊઠયોઃ "ના, ના ! જતી ના રહે. બિલકુલ મજાક નહિ. બોલ, તારે શું પૂછવું છે ?"

"જુઓ, આમાં 'બુદ્ધિની કસોટી' એ નામે એક સવાલ આપ્યો છે."

"બુદ્ધિની કસોટી ?—હા, એ કામ મારૂં. શરીરની કસોટી કરવી હોય, મહેનતનું કામ હોય, ગદ્ધાવૈતરૂં કરવું હોય તો મારૂં કામ નહિ. નીતિની કસોટી કરવી હોય, લાલચથી દૂર રહેવાની વાત હોય તો એ પણ મારૂં કામ નહિ. પણ બુદ્ધિની કસોટી કરવી હોય, કૂટ પ્રશ્નોને ઉકેલવા હોય, મગજમારીનું કામ હોય, તો સેવક તૈયાર છે."

"આ માસિકમાં 'બુદ્ધિની કસોટી' એ નામે આ ચોથો પ્રશ્ન છે તેનો જવાબ દો, જોઉં !"

"તું જ વાંચી બતાવની."

"બોલો હું કોણ છું ?—હું પાંચ અક્ષરનો બનેલો છું ને એક જાણીતા શહેરનું નામ છું. મારા પહેલા બે મળીને મૂળ થાય છે; મારો ત્રીજો ને પહેલો મળીને દવામાં વપરાતી ને જંતુ દ્વારા તૈયાર થતી એક સ્વાદિષ્ટ વસ્તુ થાય છે. ચોથો ને બીજો મળીને શહેર થાય છે.'

"ફરીથી બોલ, જોઉં."

"લો, વાંચી જુઓની." કહીને એણે માસિક મને આપ્યું.

મેં વાંચી જોયું. 'પહેલો ને બીજો મળીને મળ થાય છે, ત્રીજો ને પહેલો સ્વાદિષ્ટ વસ્તુ, ચોથો ને બીજો શહેર. આખું એક જાણીતું શહેર.' હું મનમાં પાંચછ વાર ગણગણ્યો. ફરીથી વાંચી જોયું. આ કૂટ પ્રશ્ન તંત્રી પર પ્રસિદ્ધિ માટે મોકલનાર 'એક બહેન' કોણ હશે તેનો વિચાર મને આવ્યો. શું એને ઘરમાં કંઇ કામ નહિ હોય? આવા આવા મૂર્ખાઇભરેલા પ્રશ્નો બનાવવાનો એને વખત કયાંથી મળતો હશે?

"કેમ, જડયું?" મારી સ્ત્રીએ પૂછયું.

"છે તો બહુ સહેલું. પણ આપણે આ માથાકૂટ કરવાની શી જરૂર?"

'એમ કહો ને કે નથી જડતું!"

"ના, ના. એવું તો નહિ. પણ તું જાણે છે કે પ્રેમાનંદ ને કાલિદાસ શામળ કરતાં મોટા કવિ ગણાય છે?"

"હા. પણ તેનું અહીં શું કામ છે?"

"તેનું કારણ ખબર છે?"

"શું?"

"શામળની નાયિકા નાયકને આવા કૂટ પ્રશ્નો પૂછે છે. એની પ્રેમકથાઓમાં નાયક ને નાયિકા પ્રેમાલાપ કરવાને બદલે એકમેકને ઉખ્યાણાં પૂછે છે. ને પ્રેમાનંદ ને કાલિદાસનાં નાયક-નાયિકા સાચા પ્રેમીઓને છાજે એમ પ્રેમસંવાદ કરે છે. આથી જ કાલિદાસ ને પ્રેમાનંદ જેટલી મહત્તા ને લોકપ્રિયતા શામળ સંપાદન કરી શકયો નથી."

"પણ એ બધા પીંજણની અહીં શી જરૂર?"

"આ લાંબી ભૂમિકા વડે હું એમ દર્શાવવા માંગું છું કે આપણે પતિપત્ની છીએ.—"

"એ તો તમારી ભૂમિકા વિના યે હું ક્યાં નહોતી જાણતી ?"

"સાંભળ તો ખરી. આપણે પતિપત્ની છીએ. માટે આપણી વચ્ચે વિદ્યાર્થી ને શિક્ષકની માફક આવા કૂટ પ્રશ્નોની આપલે ના હોય. આપણા વચ્ચેનો વાર્તાલાપ પ્રેમાનંદ ને કાલિદાસનાં નાયકનાયિકાનાં પ્રેમસંવાદ જેવો જ હોવો જોઇએ—શામળનાં નાયકનાયિકા જેવો નહિ. ટૂંકામાં કહું, તો વરવહુ વચ્ચે વાત કરવાનો વિષય તેં શોધ્યો છે તે નથી."

"હા-હા-હા! આટલું બધું લાંબું લાંબું બોલ્યા વગર જ કહી દેવું હતું ને કે નથી સૂજતું !"

"શું નથી સૂજતું ?"

"આનો જવાબ."

"ઓહો! હજી એ વાત તારા મગજમાંથી નથી જતી ? એમાં શું ? નાનું છોકરું પણ એનો જવાબ દઈ શકે."

"ત્યારે તો તમને શો વાંધો છે ?"

"વાંધો બીજો કાંઈ નહિ. પણ આ માસિકનો અધિપતિ મારી બુદ્ધિની કસોટી કરનાર કોણ ?"

"એ માસિકના અધિપતિએ આ સવાલ નથી શોધી કાઢ્યો."

"હં. અધિપતિ નહિ તો એ 'એક બહેન' તે એવાં મોટાં કોણ છે કે તેના આગળ હું મારી બુદ્ધિની કસોટી થવા દઉં ?"

"જુઓની. આ થાય જ છે ને ?"

"કેમ ?"

"તમારાથી જવાબ નથી દેવાતો એટલે તમારી કસોટી એની મેળે જ થાય છે ને ?"

"મારાથી જવાબ દેવાતો નથી એમ નથી. હું ધારું તો દઇ શકું. પણ હમણાં મને વખત નથી."

"એમ કે ? ત્યારે પછી, વખત મળે ત્યારે દેજો."

"પણ આ વસ્તુ એવા તે શા મહત્વની છે કે એનો જવાબ દીધેજ છૂટકો ?"

"વારૂ, ત્યારે ન દેશો. એ તો તમારી 'બુદ્ધિની કસોટી' થઇ ગઈ."

"એમ ? જા ત્યારે, આજે કયો વાર ?"

"રવિવાર."

"રવિવાર માતાનો વાર છે. એટલે તે દિવસે વિચાર કરવો એ નિષિદ્ધ છે."

"અને સોમવાર મહાદેવનો વાર છે !"

"બરાબર. એટલે તે દિવસેય વિચાર ન કરાય. મંગળવાર મને નડે છે. अविद्या बुधसोमयोः અર્થાત સોમ ને બુધવાર અવિદ્યાના વાર છે, એવું શાસ્ત્રનું કે જ્યોતિઃશાસ્ત્રનું વચન છે. એટલે હું ગુરુવારે તને આનો જવાબ દઇ શકીશ."

"વારૂ, જોજો હાં. ગુરુવારે જવાબ આપવો પડશે." કહી એ કૂટ પ્રશ્ન મારે માટે મૂકી મહા કૂટ પ્રશ્ન સમી મારી સ્ત્રી ત્યાંથી ચાલી ગઇ.

એના ગયા પછી ફરી પાછું મેં એ 'સ્ત્રી–ઉપયોગી' માસિક ઉઘાડયું. મોઢે થઇ જાય એટલી વાર એ પ્રશ્ન ફરી ફરી વાંચ્યો. કંટાળી જાય એટલી મગજને તસ્દી આપી, પણ એનો ઉકેલ મને ન સૂજ્યો. 'સ્ત્રી–ઉપયોગી' માસિકના અધિપતિને આ પ્રશ્નમાં એવું શું 'સ્ત્રી–ઉપયોગી' તત્વ જણાયું હશે કે એને પોતાના પત્રમાં પ્રસિદ્ધિ આપી ? માસિક, અઠવાડિક ને દૈનિકના અધિપતિઓ આવા કૂટ પ્રશ્નો પોતાના પત્રમાં દાખલ શા માટે કરતા હશે ? વાચકની 'બુદ્ધિની કસોટી' કરવા એ લોક આવા આતુર કેમ રહેતા હશે ? અને આવાં કચરાં જેવાં પત્રો વાંચી પોતાની

બુદ્ધિના અભાવનું દર્શન કરાવનારાઓની 'બુદ્ધિની કસોટી' કરવાની જરૂર પણ શી છે?

આવા આવા અનેક વિચારો, પ્રશ્નના ઉકેલને સહેલો કરવાને બદલે અઘરો બનાવે એવા, મારા મનમાં આવ્યા. આખરે થાકીને, કંટાળીને હવે એનો વિચાર જ ન કરવો એવો મેં નિશ્ચય કર્યો.

પણ રોગને આપણે છોડવા માંગીએ તોય રોગ આપણને છોડતો નથી, તેમ મેં આ પ્રશ્નને પડતો મૂકવા નિશ્ચય કર્યો, પણ એ પ્રશ્ને તો મારા મનનો કબજો લઇ લીધો.

"મારા પહેલા બે મળીને મૂળ થાય છે, મારો ત્રીજો ને પહેલો દવામાં વપરાતી સ્વાદિષ્ટ વસ્તુ, મારો ચોથો ને બીજો મળીને શહેરઃ હું આખું એક શહેરનું નામ છું–પાંચ અક્ષરનું. હું કોણ છું?" આ પ્રશ્ન સનાતન યૌવન પામીને હસતો, નાચતો, કૂદતો, મારી ઠેકડી કરતો આખા ઓરડામાં ઘૂમવા લાગ્યો. "હું કોણ છું? હું કોણ છું?" એમ ચીસ પાડી પાડીને એણે મારા કાન બહેરા બનાવી મૂક્યા.

મેં કંઈ વાંચવાનો પ્રયત્ન કર્યો પણ મારે માટે આ દુનિયામાં એ પ્રશ્ન સિવાય બીજું કંઇ પણ રહ્યું હોય એમ લાગ્યું નહિ. 'હું કોણ? હું કોણ?' કરતો એ પ્રશ્ન મારા મનોનયન સમક્ષ આખો વખત ખડો જ રહેતો. ખાવાપીવાનું મારૂં ઝેર થઇ ગયું. ભાતમાંથી ભભક ગઇ, દાળમાંથી પ્રવાહિતા ગઇ. શાકમાંથી સ્વાદ ગયો, ઘીમાંથી ચીકાશ ગઇ ને પાણીમાંથી ઠંડક ગઇ! રહ્યો માત્ર એ પ્રશ્ન–કારમો ને કંપાવતો!

રવિવારનો દિવસ તો મેં જેમ તેમ પસાર કર્યો. બીજે દિવસે ઓફિસમાં ચહા પીવા ભેગા થએલા મારા મિત્રોએ મારૂં મુખ જોઇ પૂછ્યું: "કેમ? ભાભી કંઇ માંદાંબાદાં છે કે શું?"

"ના રે!" મેં કહ્યું."

"ત્યારે આમ ઘુવડ જેવા કેમ થઇ ગયા છો?"

"વિચારમાં છું."

"બહુ દિવસે કંઇ?"

"શું બહુ દિવસે?"

"બહુ દિવસે વિચાર કરવા માંડયો?"

"જુઓ, તમારી મજાકમશ્કરી સાંભળવાના Mood (વૃત્તિ)માં હું આજે નથી!"

"પણ છે શું?"

"કંઇ નહિ." મેં કહ્યું. મારા મિત્રોને આ પ્રશ્ન પૂછ્યો હોય તો કેમ, એમ મને થયું. પણ એ જવાબ શોધી કાઢે, તે જવાબ હું મારી સ્ત્રી આગળ હું આપું તે મારા જેવા પ્રામાણિક માણસને ન છાજે, એમ વિચાર આવ્યો પણ પછી એમને ઠઠ્ઠા-મશ્કરી કરતાં ખૂબ મઝા મારતાં જોઇ મને અદેખાઇ આવી. આ બધા આનંદ કરે ને મારે એકલાએજ શા માટે દુઃખ ભોગવવું?

"જુઓ," મેં કહ્યું: "હું એક સવાલનો જવાબ શોધું છું."

"શા સવાલનો?"

"હું કોણ છું?" વાકય પૂરું કરૂં તે પહેલાં ચારપાંચ મિત્રો નીચે મુજબ બોલી ઊઠયા:

"બબુચક!"

"ઘુવડ!"

"બોચિયું!"

"ગર્દભાધિરાજા"

"અંધેરી નગરીનો ગર્ધવસેન!"

"તમે જરા મૂંગા રહેશો? આ તો એક ઉખ્યાણું છે, કોયડો છે, એક 'સ્ત્રી-ઉપયોગી' માસિકમાં એ મેં વાંચ્યો હતો."

"સ્ત્રી-ઉપયોગી માસિક વાંચવાની તમને શી જરૂર પડી?"

"તમારે સાંભળવું ન હોય તો હું ન કહું."

"ના, ના, બોલો જોઇએ."

"જુઓ એ ઉખ્યાણું આમ છે. 'હું પાંચ અક્ષરનો બનેલો છું, ને એક જાણીતા શહેરનું નામ છું. મારા પહેલા બે મળીને મૂળ થાય છે; મારો ત્રીજો ને પહેલો મળીને દવામાં વપરાતી એક સ્વાદિષ્ટ વસ્તુ બને છે, મારો ચોથો ને બીજો મળીને શહેર થાય છે. હું કોણ છું?'"

મારા મિત્રોએ બેચાર વાર ફરી ફરીને એ પ્રશ્ન મારી કને બોલાવ્યો ને પછી દરેકે એનો જવાબ શોધવા પ્રયાસ કરવા માંડયો. નિરભ્ર આકાશમાં એકાએક વાદળાં ચડી આવે એમ શાંત સ્મિત કરતાં એમનાં મુખ પર કાલિમા વ્યાપી ગઇ. ચહા પીને વિખરાયા પછી પણ મારા મિત્રો એક પછી એક મારી પાસે આવીને એ ઉખ્યાણું લખાવી ગયા. તે દિવસે ઓફીસના બધા જ માણસોનું એકાએક માથું દુ:ખવા આવવાથી અમારે ઓફીસ વહેલી બંધ કરવી પડી. જતાં જતાં મારા મિત્રો 'જવાબ જડશે કે નહિ?' એમ એકબીજાને પૂછતા ગયા. એક મિત્રે મને સૂચના કરી: "એ કોઈ જાણીતા શહેરનું નામ છે કેની? તો તમે સ્ટેશન પર જઇ ટિકિટકલેકટર કે બીજા કોઇને પૂછી જુઓની! એ લોકો અનેક શહેરનાં નામ જાણતા હોય છે."

એ સૂચના મને ગમી. હું સ્ટેશને ગયો. પણ આ પ્રશ્ન પૂછવો કોને અને શી રીતે? આખરે હું થર્ડકલાસની ટિકિટ-ઓફીસ આગળ ગયો ને મેં ટિકિટ માંગી. ટિકિટ આપનાર પારસી હતો. એણે પૂછ્યું: "કાંની ટિકિટ જોઇયેચ, બાવા?"

"એક શહેરની."

"ટે શું અહીં મહોલ્લાની બી ટિકિટ મરેચ કે?"

"નહિ. એ શહેર પાંચ અક્ષરનું બનેલું છે. એના પહેલા બે

મળીને મૂળ થાય છે; એનો ત્રીજો ને પહેલો અક્ષર મળીને દવામાં વપરાતી એક સ્વાદિષ્ટ વસ્તુ—"

"આય ચેરાં શું કારોચ ?" થોડી વાર મારી સામું તાકી રહીને એ પારસી બોલી ઊઠયો.

"નહિ બાવાજી એ તો એક ઉખ્યાણું છે."

"અરે ! કંઇ કાતરિયું ગેપએપ થઈ ગીયુંચ કે શું ? જાયચ કે પોલિસને બોલાવું ?"

ત્યાંથી હું સેકંડકલાસની ટિકિટ ઓફીસ આગળ ગયો. ત્યાં ટિકિટ આપનાર કોઇ ગુજરાતી હિંદુ જેવો હતો. તેને મેં કહ્યું: "મારે એક શહેરની ટિકિટ જોઇએ છે."

"કયા શહેરની ?"

"હું શહેરનું નામ ભૂલી ગયો છું. પણ એ નામ પાંચ અક્ષરનું છે. તેના પહેલા બે મળીને—"

"ઊભા રહો." એણે કહ્યું: "તમે કંઇ ઉખ્યાણું પૂછતા હો એમ લાગે છે."

"હા, ઉખ્યાણું છે." મેં કહ્યું.

"ઊભા રહો ત્યારે. મને લખી લેવા દો."

મેં એને ઉખ્યાણું ઉતરાવ્યું. એ વિચારમાં પડી ગયો. ધીરે ધીરે ટિકિટ માંગનારાઓ આવવા માંડયા. પણ કોઇને પણ ટિકિટ આપવાને બદલે એ તો વિચારમાં ને વિચારમાં બેઠો રહ્યો. લોકોએ સમજાવીનેધમકાવીને એને કહ્યું ત્યારે જાગ્રત થઇને તેમને ટિકિટ આપીને એણે પતાવ્યા ને પાછો વિચારમાં ડૂબ્યો. બીજા ટિકિટ માંગનારા આવ્યા. ફરી એને બૂમ પાડી જાગ્રત કીધો. તેમને પતાવ્યા ને પાછો પડયો વિચારમાં. આમ કલાકેક વીત્યા પછી એણે મને કહ્યું: "તમે કાલે સવારે આવજો."

બીજે દિવસે સવારે હું ગયો, ત્યારે માથે હાથ દઈને એ બેઠો હતો. મને જોઇને એણે કહ્યું: "આજે અહીં ટિકિટ નહિ મળે. જાઓ, પેલી બાજુથી લો."

મેં કહ્યું: "હું ટિકિટ લેવા નથી આવ્યો. હું તો પેલા ઉખ્ખાણાનો જવાબ મળ્યો કે નહિ તે પૂછવા આવ્યો છું."

"ઓહો! તમે છો કેમ? આવોની અંદર."

હું અંદર ગયો. એણે ટિકિટ આપવાની બારી બંધ કરી ને પછી એની સાથેના બેત્રણ મિત્રોને લઇ મારી પાસે આવી બેઠો.

"ગઇ કાલના અમે બધા એનો જ વિચાર કરીએ છીએ. પણ હજી જડતું નથી. આમાં કંઇ ભૂલ તો નથી ને?"

"ના" મેં કહ્યું.

"ત્યારે એનો શો જવાબ છે?"

"તે હું જાણતો નથી; માટે જ તમને પૂછ્યું."

"આમ જુઓ, કોઈ પણ ઠેકાણેથી જવાબ મેળવી આવો, નહિ તો તમને બ્રહ્મહત્યાનું પાપ લાગશે!"

"એટલે?"

"હું બ્રાહ્મણ છું. આ જવાબ નહિ જડે ત્યાં સુધી મારાથી કંઇ ખવાશે, પીવાશે કે ઉંઘાશે પણ નહિ, ને ઝૂરી ઝૂરી હું મરી જઈશ. તેની હત્યા તમારે માથે."

"ઠીક, હું ગુરુવારે ગમે ત્યાંથી પણ જવાબ લાવીને તમને કહી જઈશ."

"જરૂર. જીવતો હોઇશ, તો હું અહીંજ હોઇશ."

× × ×

"આજે ગુરુવાર થયો. જવાબ જડયો?" મારી સ્ત્રીએ ગુરુવારે મને પૂછ્યું.

"ના, કંઇ ભૂલ હોય એમ લાગે છે."

"શેમાં ?"

"ઉખાણામાં."

"શા ઉપરથી એમ કહો છો ?"

"એનો કંઇ જવાબ આવતો જ નથી ને ! મારા મિત્રોને પૂછ્યું તેમને પણ કંઇ સમજાતું નથી."

"તમારા મિત્રો પણ તમારા જેવાજ–"

"એટલે ?"

"કોઇને જવાબ ન જડ્યો ?"

"ના."

"એવું અઘરૂં તો કંઇ નથી."

"તું શું જાણે એમાં ?"

"કેમ ?"

"હેની ત્યારે તું જ જવાબ, જોઉં ?"

"હઉં ?"

"પ્રયત્ન કરી જો."

"ધરમપુર."

"શું ?"

"ધ–ર–મ–પુ–ર."

"કેવી રીતે ?"

"જુઓ 'ધરમપુર' એ જાણીતું શહેર છે. અક્ષર કેટલા, પાંચ જ છે ને ?"

"હા, પણ તેથી શું ? એમ તો 'અમદાવાદ' પણ પાંચ અક્ષરનું શહેર છે !"

"સાંભળો તો ખરા. એનો પહેલો ને બીજો અક્ષર મળીને 'ધર' એટલે મૂળ થાય છે. ત્રીજો ને પહેલો મળીને દવામાં વપરાતી સ્વાદિષ્ટ વસ્તુ–'મધ,' ચોથો ને બીજો મળીને 'પુર' એટલે શહેર

થાય છે. છે બરાબર ?"

હું ચકિત થઇ ગયો. અમારાથી કોઇથી ન થયું ને આણે આટલી વારમાં શી રીતે શોધી કાઢયું ? એની બુદ્ધિ માટે મને માન ઉત્પન્ન થયું.

"પણ તેં શોધી શી રીતે કાઢયું ?"

"હું જાણતી જ હતી !"

"કેવી રીતે ?"

"મેંજ એ બનાવીને 'માસિક'માં છાપવા માટે મોકલેલું !"

"એટલે ?"

"એ માસિકમાં અવારનવાર આવા બુદ્ધિની કસોટી કરનારા સવાલો આવે છે. ને તંત્રી હંમેશાં લખે છે કે: 'કોઇ બહેન આવાં ઉખ્યાણાં રચીને અમને મોકલશે તો અમે ખુશીથી છાપીશું.' મને પણ એક દિવસ એવું ઉખ્યાણું બનાવીને મોકલવાનું મન થયું ને મોકલ્યું."

"મને પહેલેથી કહ્યું કેમ નહિ ?"

"મારે જોવું હતું કે તમારાથી થઇ શકે છે કે નહિ."

"વારૂ, હશે, પણ હવેથી એવું કંઇ મોકલીશ નહિ. પણ ચાલ, પેલા 'ટિકિટ–માસ્ટર'ને જવાબ કહી આવું. નહિ તો બ્રહ્મહત્યા લાગશે !"

"'ટિકિટ–માસ્ટર, કયો ?" મારી સ્ત્રી પૂછતી રહી ને વિશ્વની વિચિત્રતા વિષે વિચાર કરતો હું 'ટિકિટમાસ્ટર'નો જીવ બચાવવા ચાલ્યો.



[ ૧૭ ]

# છક્કોપંજો



'તમે ભાડાની ગાડીમાં આવ્યા તેનો નંબર શો છે?' મારા પાડોશીએ મને ગાડીમાંથી ઊતરતો જોઇ પૂછ્યું.

'એકસો ને પંચાવન' મેં જવાબ દીધો.

બીજે દિવસે મારા પાડોશી મને મળવા આવ્યા: 'ભાઇ, તમે તો જબરા !' એણે કહ્યું.

'કેમ ?' મેં પૂછ્યું.

'હવે આજે શું આવશે ?' મારા પ્રશ્નનો જવાબ દીધા વિના એમણે બીજો પ્રશ્ન પૂછ્યો.

'શેનું શું આવશે ?' મેં પૂછ્યું.

'આજે કયો નંબર આવશે ?'

'નંબર ? નંબર શેનો ?' આશ્ચર્ય પામી મેં પ્રતિપ્રશ્ન કર્યો.

'કાલે તમે પંજો કહ્યો તે આવ્યો. હવે આજે શું આવશે તે કહો.'

'તમે શું કહો છો તે હું કાંઇ સમજી શકતો નથી.'

'કેમ કાલે તમે ગાડીનો નંબર એકસો ને પંચાવન કહ્યો'

તો ને!'

'હા, તેનું શું? ગાડીવાળાએ કોઇનું ખૂન કર્યું છે?'

'અરે! ના રે! પણ તે પરથી હું પંજો લગાડી આવ્યો ને કમાઇ ગયો. હવે શું લગાડું તે કહો.'

'પંજો? પંજો કોને લગાડ્યો? ને તમારે પંજો કેવો? તમે કંઈ વાઘસિંહ કે બિલાડી છો કે પંજો લગાડવાની વાત કરો છો?'

'એ તમે ના સમજો.'

'હું પણ તેજ કહું છું. હું કંઇ સમજતો નથી ને તમે મને નકામા સવાલ પૂછીને ઊલટો વધારે ગૂંચવો છો.'

'એ તો એમ છે કે-તમે કોઇને કહેતા નહિ. પણ હું આંકફરક રમું છું.'

'અરે!–'

'તમારે ગભરાવાની કાંઇ જરૂર નથી. બધા જ રમે છે. સરકારના મોટામોટા ખિતાબવાળાઓ પણ રમે છે.'

'પણ તમે હેરાન થઇ જશો.'

'નહિ તોયે કાં નથી થતા? પણ હશે. તમે કાલે એકસો ને પંચાવન કહ્યું ને મેં તે પરથી પંજા પર રૂપિયો લગાડ્યો ને નવ રૂપિયા કમાયો. તમારી વાણીમાં સત છે.'

'પણ મેં તમને પંજો લગાડવાનું ક્યારે કહ્યું હતું?'

'તમે કહ્યું નહોતું; પણ એ તો મારે સમજી લેવાનું હતું.'

'પણ એક સો ને પંચાવનમાં પંજો ક્યાંથી આવ્યો?'

'એ જ ખૂબી છે ને? જુઓની, એકસો એ તો જાણે નકામા ને પંચાવનનો પહેલો આંકડો કયો? પાંચ. બસ, પંજા પર લગાડવાનું. હવે આજે શું આવશે તે કહો.'

'જુઓ, આંકફરક સટ્ટો મને પસંદ નથી. તમે એવો સટ્ટા

એક્ષો તેમાં આડકતરી રીતે પણ હું મદદગાર થવા નથી માંગતો. એટલે મહેરબાની કરીને એ વિષે કંઈ પણ વાતચીત મારી જોડે કરશો નહિ.'

'તમે કંઇ નહિ કહો ?'

'ના, કંઇ નહિ.'

'બસ, ત્યારે આજે મીંડી આવશે.'

'શું ?'

'કંઈ નહિ એટલે મીંડી. આજે મીંડી આવશે.'

'તમે આ રીતે મને બદનામ કરવા માંગો છો તે બહુ ખોટું છે.'

'હું તમને બદનામ ક્યાં કરૂં છું ? હું તો ઊલટો તમારી સલાહ પૂછું છું.'

'બદનામ નહિ તો બીજુ શું ? મારા બોલવાનો ગમે તેવો અર્થ કરી તમે સટ્ટો રમી આવો ને પછી પૈસેટકે હેરાન થાઓ તો તેમાં બદનામ મને જ કરોને વગર કારણે !'

'અરે ! પણ તમે કહ્યા તે કદી ખોટું પડે જ નહિ ને.'

'ભલા માણસ, હું તે કંઇ પરમેશ્વરનો અવતાર છું ? ને મારા બોલવાને ને પરદેશમાં વેચાતી રૂની ગાંસડીઓને સંબંધ શો ? કંઇ કાર્યકારણભાવનો તો વિચાર કરવો ઘટે ને ?'

'એ ભાવબાવ હું કાંઇ ન સમજું. કમાઇએ તો નવ રૂપિયા ને જાય તો રૂપિયો એટલી વાત હું તો જાણું.'

'એ ગમે તે હોય, પણ તમે આમ મને પણ તમારી સાથે સંડોવશો તો મારે પોલિસમાં ખબર આપવી પડશે.'

'અરે ! ભલા માણસ, હું તો મજાક કરતો'તો મજાક. એમ તે કોઇ, તમારા જેવા ગમે તેમ બોલે તે પર પૈસા ગૂમાવવા તૈયાર થતું હશે ?' કહી એ હસી પડયા ને પછી થોડી

વાર બેસીને વદાય થયા.

આંકફરકની રમત તરફ મને ખાસ પક્ષપાત નથી, છતાં બીજે દિવસે 'મીંડી' આવી હશે કે નહિ, તે જાણવાની મને બહુ ઉત્કંઠા થઈ. મારા પાડોશીને તો એ વિષે પૂછી શકાય એમ હતું જ નહિ. આંકફરક વિષે મેં જે સ્પષ્ટ શબ્દોમાં તિરસ્કાર એમની આગળ દર્શાવ્યો હતો તે પછી એ વિષે સામો જઇને હું કંઇ પણ પૂછું એ કેવું કહેવાય? અને હવે એની મેળે એ આંકફરક વિષે મારી જોડે વાત નહિ જ કરે એમ મને લાગ્યું. પણ એ પોતાને એટલે બેઠા હતા, ને હું શાક લઇને આવતો હતો ત્યારે બહુ મીઠાશથી મને ઊભો રાખી એમણે પૂછ્યું: 'કેમ બજારમાં જઇ આવ્યા? શું શાક લાવ્યા?'

'તુરિયાં.' મેં કહ્યું.

'ચાલો, તીગ્ગી.' એ બોલ્યા.

'શું?'

'ના, ના, કંઇ નહિ. પણ ભાઇ, માનો ન માનો તમારા મોંમાં સત છે.'

'એટલે?'

'ગઈ કાલે ખરેખર મીંડી આવી'

'હેં?' ઉત્સાહથી મેં પૂછ્યું–મારાથી પૂછાઇ ગયું.

'હા, અને આજે તમારા કહેવા પ્રમાણે તીગ્ગી ન આવે તો તમારી ટાંગ તળેથી નીકળી જાઉં.'

'તીગ્ગી? મેં વળી તીગ્ગી ક્યારે કહી?'

'કેમ, તુરિયાં તમે કહ્યું ને?'

'ઓહો! તુરિયાં એટલે તીગ્ગી?'

'હા દૂધી એટલે દૂરી ને તુરિયાં એટલે તિગ્ગી.'

'ને કોળું એટલે?'

'કોળું એટલે? કોળું એટલે કંઇ નહિ.'

'પણ એમ શાકનું નામ દીધાથી તે કંઇ ધાર્યો નંબર આવે?'

'તમે શું કામ ફીકર કરો છો?'

પણ તે દિવસે તીગ્ગી ન આવી પણ ફરી પાક્કો પંજો આવ્યો ને મારા પડોશીએ એક રૂપિયો ગૂમાવ્યો. એમાં મારે દિલગીર થવા જેવું કંઈ હતું નહિ, પણ કોણ જાણે કેમ તે તે દિવસે તીગ્ગી આવી હોત, તો કંઇ પણ કમાવા ન છતાં મને ઘણો જ આનંદ થાત.

કાર્યકારણભાવના સંબંધ વિના કોઇ પણ વસ્તુ સંભવે નહિ એમ જાણવા છતાં મારાં આકસ્મિક વચન પ્રમાણે આંક-ફરકના આંકડા બદલાયા જાય એવી ઇચ્છા મને થવાનું કારણ શું? કાર્યકારણભાવ કરતાં મારી ઇચ્છા વધારે બલવતી હોઇ શકે? અથવા કાર્યકારણભાવ વિષે મને ખરી રીતે એટલી બધી શ્રદ્ધા જ નથી?

આપણે સર્વ માનીએ છીએ કે કોઇ પણ વસ્તુ કારણ વગર સંભવતી નથી. દરેક વસ્તુનું કાંઇ ને કાંઇ કારણ હોય છે. સુશિક્ષિત પુરુષો કારણ વિના કોઈ પણ વસ્તુનો સ્વીકાર કરતા નથી. પરંતુ ઊંડા ઊતરીને જોતાં કાર્યકારણભાવ એ માત્ર આપણી કલ્પના જ છે એમ લાગે છે. વહેમને હસી કાઢનારા કારણવાદીઓ પોતે જ કારણના મહાવહેમમાં ફસાએલા હોય છે. પોતાના અભિપ્રાય કે વર્તન માટે બુદ્ધિયુક્ત કારણ ન દર્શાવી શકનારાનો અંધશ્રદ્ધાળુ કહી ઉપહાસ કરનારા પણ દરેક વસ્તુનાં કારણ શોધવામાં એટલી જ અંધશ્રદ્ધા દર્શાવે છે.

ઘણી વાર આપણે 'દરેક વસ્તુનું કારણ હોવું જ જોઈએ' એમ માની લઇને પછી તેના કારણની તપાસ કરીએ છીએ, એ

પ્રકારે તપાસ કરીએ એટલે કારણ, હોય કે ન હોય, તોયે જડી જ આવે. એ જ રીતે આપણી અનેક પ્રણાલિકાનાં કારણો, પ્રણાલિકા બંધાઈ ગયા પછી, શોધી કાઢવામાં આવ્યાં છે. અબોટિયામાં 'ઇલેકટ્રિસિટી' છે માટે જમતી વેળા અબોટિયું પહેરવાથી પાચનશકિત સુધરે છે એમ કેટલાક કહે છે. પણ 'ઇલેકટ્રિસિટી'ની કલ્પના યે લોકોને નહોતી તે સમયથી જમતી વેળા અબોટિયું પહેરવાની પ્રથા આપણામાં દાખલ થઇ છે તેનું શું ?

એક વખત તત્ત્વચિંતનના એક ગૂઢ વિષય પર મેં લેખ લખવાનો આરંભ કર્યો. શીર્ષક લખી રહ્યા કે તરત મારી પાસે બેઠેલા મારા એક મિત્રે છીંક ખાધી.

'છીંક થઈ. લખશો નહિ.' મારા મિત્રે કહ્યું.

'એટલે ?' મેં પૂછ્યું.

'બીજી છીંક આવે ત્યારે લખજો. એક છીંક થાય તે અપશુકન ને બે છીંકે શુકન ગણાય.'

પાએક કલાક વાટ જોઇ પણ મારા મિત્રને બીજી છીંક આવવાનો સંભવ જણાયો નહિ. આખરે કંટાળીને બીજી છીંક એની મેળે ન આવે તો કોઈ પણ ઉપાયથી લાવવી એમ કરી મેં એને તપખીર લાવી સુંઘાડી. બેચાર ચપટી સુંઘ્યા છતાં મારા મિત્રની સ્વસ્થતા નિશ્ચલ રહી. અંતે બે મોટા ચપટા ભરીને મેં એમનાં નસ્કોરાંમાં ખોસી દીધા. પરિણામ પહેલાં કંઇ ન આવ્યું. પછીથી એમની આંખ પહેલાં સંકોચાઈ, પછી એકદમ પહોળી થઇ. એમનું મોં પહેલાં બિડાઇ ગયું, પછી ખૂલ્લું થઇ ગયું. એમનું શરીર પહેલાં ઊછળ્યું, પછી નીચે પડ્યું. હવામાં અદૃશ્ય રહેલા શત્રુને પ્રહાર કરતા હોય એમ એમણે હાથ ખૂબ જોરમાં હલાવવા માંડયા. થોડી વાર જમીન પર આળોટયા અને છેવટે ખૂબ–છીંક નહિ,

પણ ઊધરસ–ખાધી. આ ધાંધલથી આકર્ષાઇને ઘરનાં બેચાર માણુસો તથા શેરીમાંથી આઠદશ બાળકો ત્યાં ધસી આવ્યાં. ધાંધલનું કારણ ખબર પડતાં સૌએ યથામતિ છીંક લાવવાના ઉપાયો સૂચવ્યા અને અજમાવ્યા પણ ખરા. કોઇકે મારા મિત્રને તડકામાં ઊભા રાખી એમની પાસે સૂર્ય સામે થોડી પળ જોવરાવ્યું. પરિણામે એમનાં આંખ ને મોં લાલ થઇ ગયાં, પણ છીંક તો ન જ આવી. એક જણે એમનું નાક મસળ્યું, એટલે તે પણ લાલ થયું. આખરે એક નાના બાળકે દોરીનો છેડો એમના નસ્કોરામાં ખોસ્યો અને એમને ઉપરાછાપરી છીંકો આવી.

'હાશ! હવે હું લખી શકીશ.' મેં કહ્યું.

'ના, ના. અગિયાર છીંકો થઇ. એ તો બેકી સંખ્યા થાય તો જ લખાય.' મારા મિત્રે નાક લૂંછતા કહ્યું.

છીંક આણવાનો પ્રયોગ શરૂ થયો. આ વખતે મારા મિત્રને એકવીશ છીંક આવી.

'ભલા માણસ, એકી સંખ્યામાં શેનો છીંક ખાયા કરે છે! બેકી સંખ્યા કરની.' મેં કંટાળીને કહ્યું.

ફરી દોરીનો છેડો એમના નસ્કોરામાં ખોસવામાં આવ્યો ને ઓગણત્રીશ છીંકો એમણે ખાધી. ચોથી વાર પ્રયોગ શરૂ થાય તે પહેલાં કોઇ તોફાની છોકરાએ તપખીરની ડબીમાં ફૂંક મારી ને પછી ડબી ઊંધી વાળી આખા ઓરડાનું વાતાવરણ તપખીરમય કરી મૂક્યું, અને અમે બધાં ગણી ન શકાય એવી રીતે છીંકો ખાવા મંડી પડ્યાં.

મેં એકલાએ જ, કંઇ નહિ તો, સી-તેરેક છીંક ખાધી હશે. બીજાં બધાંનો ફાળો પણ માગ જેટલો જ ભવ્ય હતો. બધાંની છીંકોનો સરવાળો કરી એકી સંખ્યા કે બેકી તેનો નિર્ણય કરવો અશક્ય હતો એ કારણથી, તેમ જ જરૂર કરતાં વધારે છીંકો

ખાવાથી આવેલી અશક્તિને પરિણામે મારે તે લેખ લખવાનો વિચાર માંડી વાળવો પડ્યો.

બીજે દિવસે લેખ શરૂ કરતાં મને પોતાને જ ત્રણ છીંક આવી. ચોથી છીંક લાવવાનો નજીવો પ્રયત્ન કરી જોયો, પણ આવે એમ લાગ્યું નહિ; તેમ જ મારા મિત્રની આગલે દિવસે થએલી દશા જોતાં મારી જાત પર એ વિષયમાં કંઇ પણ પ્રયોગ કરવો ઠીક ન લાગવાથી મેં છીંકની દરકાર કર્યા વગર લેખ લખી નાંખ્યો.

'છીંકબીંકની વાત સૌ 'હમ્બગ' છે. લેખ લખાઇ તો ગયો.' લેખ પૂરો કરી હું સ્વગત બોલ્યો. પણ છાપામાં મોકલવા માટે બીજે દિવસે જ્યારે મેં એ લેખ શોધવાનો પ્રયાસ કર્યો ત્યારે જડયો જ નહિ. બહુ તપાસ કરી ત્યારે જડયો—પણ કોઇ પ્રતિષ્ઠિત તંત્રીને મોકલી શકાય એવી સ્થિતિમાં એ રહ્યો નહોતો. આગલી રાતે એ લેખના કાગળિયાં પર મમરાસેવભજિયાં વગેરે મેં જ પીરસીને મિત્રો સાથે ઉજાણી કરી હતી. એટલે એ લેખનો રસાસ્વાદ તેમ જ ગંધ અને રંગ પણ બદલાઇ ગયાં હતાં.

'ત્યારે છીંકનું શાસ્ત્ર ખરૂં ખરૂં!' મને થયું.

પણ છીંકને ને કાર્યસિદ્ધિને સંબંધ શો? તેમાંયે બેકી સંખ્યા છીંકની હોય તો કાર્ય સફળ થાય, એકી સંખ્યા હોય તો નિષ્ફળ નીવડે એનું શું કારણ?

ખરી રીતે જોતાં એમાં કારણ જોવાનું જ હોતું નથી. આપણું તેમ જ પરદેશનું પણ આખું શકુનશાસ્ત્ર કારણથી પર છે. બિલાડી આડી ઊતરે તો લડાઇ થાય, કાગડો બોલે તો અપશુકન થાય, તેરની સંખ્યા અમંગલસૂચક છે, ઘોડાની નાળ નજરે પડે તો ધારેલું કાર્ય સિદ્ધ થાય એ અને એવાં અનેક મન્તવ્યો પાછળ બુદ્ધિ કબૂલ કરે એવું કોઇ પણ કારણ રહેલું

હોય એમ લાગતું નથી. છતાં અનેક મનુષ્યોને એના સત્યનો પરચો થઇ ચૂકયો હોય છે; ને ન થયો હોય તોપણ ભવિષ્યમાં કોઈ દિવસ પણ થશે જ એમ માનીને તેઓ વર્તે છે.

નૈયાયિકો, તર્કશાસ્ત્રીઓ વિજ્ઞાનવિદો માને છે કે દરેક વસ્તુનું કારણ હોય છે, કારણ વગર કાંઇ બનતું નથી. પરંતુ મને તો અનેક વસ્તુનું કાંઇ પણ કારણ દેખાતું નથી. લોકો પરણે છે તેનું શું કારણ? મેં પરણવા તૈયાર થએલા મારા એક પરિચિત ગૃહસ્થને આ પ્રશ્ન પૂછયો હતો. 'કારણ? કારણ તો શું હોય? પણ પરણ્યા વગર કંઇ ચાલે? જુઓની, બધાં જ પરણે છે ને?' પરણવા માટે કોઈ પણ પ્રકારના કારણની જરૂર નથી. પોતાનાં માબાપ પરણ્યાં હતાં, કાકાકાકી પરણ્યાં હતાં; ભાઈ ને બહેનો પરણ્યાં હતાં, પાડોશીઓ પરણ્યાં હતાં–ટૂંકામાં સૌ કોઇ પરણ્યાં હતાં માટે પોતે પણ પરણવાનું. આમાં કારણને અવકાશ જ કયાં છે?

અમુક સ્ત્રી કે પુરુષ અમુક જ પુરુષ કે સ્ત્રીને પરણે છે તેનું શું કારણ? અમુક છોકરો કોઇક છોકરી પાછળ ગાંડો થાય છે અથવા કોઇક છોકરી અમુક છોકરા પાછળ ગાંડાં કાઢે છે, ત્યારે કારણની શોધ પણ કોઇ કરતું નથી. 'આ છોકરીમાં બળ્યું છે શું? ચીબું ને ચપટું, ભજિયા જેવું નાક; ફૂલેલા વડા જેવા ગાલ; કોડિયા જેવું ઉપસેલું કપાળ; હા, જરા રંગ ઊજળો છે. પણ એના સામું હું તો જોઉં પણ નહિ' એમ એ છોકરાના મિત્રાદિક જ કહે છે. ને છોકરીની બહેનપણીઓ એનાથી ખાનગી રીતે પોતાનો અસંતોષ વ્યકત કરતાં કહે છેઃ 'અલિ બહેન, આપણે તો એને બહુ ચતુર ધારતાં હતાં. પણ જોની, વર કેવો પસંદ કર્યો છે. નથી કપડાં પહેરવાનાં ઠેકાણાં. નથી કંઈ ભણુતોગણુતો, ને નર્યો ભૂતના ભાઈ જેવો કાળો બલ્લક

છે. હા, જરા વાત કરવામાં ચબરાક છે ખરો. એ તો બહેન, કાગડો દહીંથરૂં લઇ ગયો.'

'પ્રેમને કારણો સાથે કશો સંબંધ છે નહિ' 'કારણ પ્રેમનું પ્રેમઃ' 'જાગે સ્વયંભૂ ઉરમાંહી મન્મથ, તેના નથી કો નિયમો ન કારણ,' 'न खलु बहिरुपाधीन् प्रीतयः संश्रयन्ते' ઇત્યાદિ વચનો વડે કવિઓએ અને 'મુઓ, વહુઘેલો!' 'મોઇ રાં–વરઘેલી!' 'શું છે શું? વર વગર ઘડી ચાલતું નથી તો!' 'શાળાં બિલાડાંઓ! ઘુરકે ઘુરકે ને એકઠાં ને એકઠાં' ઇત્યાદિ વચનો વડે વૃદ્ધ કુલાંગનાઓ ને ગુરુજનોએ પ્રેમની કારણરહિતતા સ્થાપિત કરી છે.

સ્ત્રીપુરુષ વિષયક પ્રેમને જ આ લાગુ પડતું નથી. પણ આપણું આખું રુચિતંત્ર કારણથી પર છે. એકને કારેલાં ભાવે ને બીજાને ન ભાવે એનું શું કારણ? આજે મને અમુક વાનગી ભાવે છે ને કાલે એ ન પણ ભાવે તેનું શું કારણ? એક સ્થૂળ-કાય ગૃહસ્થ ઘણી વાર મારી પાસે લેખ લેવા આવે છે. એને જોતાં વાર મારા પેટમાં કંઈ કંઇ થઇ જાય છે, તેનું કશું પણ કારણ હોતું નથી.

સરકારના હિસાબખાતામાં કામ કરતો એક કારકુન પોતાના ઉપરિ અધિકારીને હંમેશ પોતાની બીજા કોઇ ગામમાં બદલી કરાવવાની વિનંતી કરતો. પણ ઉપરિ અધિકારી કારણ પૂછતા ત્યારે એ કંઇ જવાબ દઇ શકતો નહિ. તબિયતનું બહાનું કઢાય એમ નહોતું. છ વાઘ ધરાય એવું એનું શરીર હતું, તેમજ એ પોતાના મૂળ વતનમાં જ નોકરી કરતો હતો; એટલે એ પર-ગામ મેળવવા એણે કહ્યું: 'સાહેબ તમને હસવું આવશે. પણ આપણી 'ઓફિસ'ની સામે વડ છે તેથી મને અહીં ફાવતું નથી.'

'અંધારૂં પડે છે?'

'ના, ના. અંધારું તો નથી પડતું.'

'ત્યારે?'

'કોણ જાણે કેમ? આ વડને જોઈને મને કંઇ એવું થાય છે કે મારાથી કંઇ કામ જ થતું નથી. આ શહેરમાં આ વડ હશે ત્યાં સુધી મારાથી સુખે રહેવાવાનું નથી.'

'કંઈ ગાંડા થયા છો?'

'હા, સાહેબ. ગાંડો જ થયો છું. કાં તો મારી બદલી કરાવો કે આ વડ કપાવી નાંખો. નહિ તો મારે રાજીનામું આપવું પડશે.'

પછી એ વડનું તેમજ કારકુનનું શું થયું તે વિષે કથાભાગ આગળ લંબાવવાની જરૂર નથી.

પ્રેમ આમ કારણ સાથે સંબંધ ન રાખે તો ધર્મ એનાથી કંઇ જાય એમ છે? એણે તો કારણનું સ્વપ્ને પણ ચિંતન ન કરવું એવો નિશ્ચય કર્યો હોય એમ લાગે છે. ધર્મનું સ્વરૂપ બુદ્ધિગમ્ય હોય જ નહિ એમ દરેક વર્ગ છાતી ઠોકીને કહે છે. ધર્મ હંમેશ બુદ્ધિથી પર હોય એટલે એને અંગે નિર્ણીત થએલા આચારો પણ કારણવિમુખ બને એ સ્વાભાવિક છે. અમુક વર્ગને અડકાય નહિ એનું કારણ આપનારા પણ વસ્તુતઃ તો જાણતા જ હોય છે કે એનું કાંઇ પણ કારણ છે નહિ. પરમ અભેદ જેનું લક્ષ્ય છે એવા ધર્મના અનુયાયીઓ નિરંતર ભેદબુદ્ધિ વધે એવા આચારનું જ પાલન કર્યાં જાય છે તેનું શું કારણ? જમતી વેળા સ્વચ્છતા ખાતર નહાઇને પછી ભૂદેવો જ્યાં કોઇ અમથા પણ ન બેસે એવા રસ્તા પર શૌચકૂપની પાડોશમાં ભોજન કરવા બેસે છે તેનું શું કારણ? પાણી શરીર ને જે બીજી અનેક વસ્તુઓને પવિત્ર કરે પણ લોટને એંઠો બનાવે તેનું શું કારણ? સાદા પાણીથી લોટ એંઠો થાય તે કેળનાં કે નાળિયેરનાં પાણીથી

ન થાય તેનું શું કારણ ?

આ પ્રમાણે પ્રેમ, ધર્મ, આચાર, રૂઢિ જો કારણથી પર હોય તો એ સર્વ કરતાં પોતાને શ્રેષ્ઠ માનનાર સત્તાધીશો કાંઇ કાર્યકારણના નિયમનું બંધન સ્વીકારે? સત્તાધીશોના વર્તનમાં કોઇ પણ પ્રકારનું કારણ હોતું નથી. પણ એ વિષે વિસ્તારથી ન લખવાનું કારણ છે, એટલે આટલેથી જ મૌન સેવવું ઉચિત છે.

પહેલાં ઇશ્વર એકલો હતો. પણ પછી એને एकोऽहं बहु स्याम् (હું એક છું તે બહુ થાઉં.) એવી ઇચ્છા થઇ તેનું પણ શું કારણ? આપણી વૃત્તિની પ્રવૃત્તિનું કાંઈ કારણ જડતું નથી, આપણા જીવનનું પણ શું કારણ હશે એની યે માત્ર, તત્ત્વ-ચિંતક નામના નકામી ચિંતા કરનારા પ્રાણીઓ, કલ્પના જ કરી શકે છે. અને ગીતા તો નિષ્કામ કર્મનો જ બોધ કરે છે. નિષ્કામ એટલે પ્રયોજન વગર જ કાર્ય કરવાં. અર્થાત કાર્ય કરવાનું કાંઇ પણ પ્રયોજન હોય નહિ, એટલે કારણ શોધવાની પંચાતમાં પડવાનું રહે જ નહિ.

અને બ્રહ્મજ્ઞાનની ઊંચામાં ઊંચી ભૂમિકાએ ગયા પછી તો કાર્યકારણ જેવું કશું રહેતું જ નથી. જ્યાં વસ્તુ એક જ છે ત્યાં કોણ કોનું કારણ? ને કોણ કોનું કાર્ય? પરંતુ એ ભૂમિકાએ ગયા વગર પણ અધમ કે મધ્યમ ભૂમિકામાં રહ્યા હોઇએ તો યે કારણની શોધ કરવી તેના જેવી મૂર્ખતા બીજી એક નથી.

અને આ લેખ લખવાનું પણ શું કારણ?



[ ૧૮ ]

# બિચારો પુરુષ!

જગતની શરૂઆતથી પુરુષ સ્ત્રીને અન્યાય કરતો આવ્યો છે, માબાપ બાળકોને અન્યાય કરી રહ્યાં છે, શિક્ષકો વિદ્યાર્થીને, રાજા પ્રજાને, ધનિકો નિર્ધનને ને મનુષ્યો મૂંગા પ્રાણીને અન્યાય કર્યાં કરે છે એમ વારંવાર કહેવામાં આવે છે. પરંતુ પુરુષોને જે અન્યાય પરાપૂર્વથી કરવામાં આવે છે તે વિષે કોઇ કંઈ કહેતું નથી.

સ્ત્રી ને પુરુષના સંબંધમાં પુરુષ સ્ત્રીને ગુલામ તરીકે ગણે છે, એની પાસે રસોઈ કરાવે છે, વાસણ મંજાવે છે—નોકરડીનાં સર્વ કાર્ય કરાવે છે, ને તેને પગારને બદલે કેટલીક વાર પ્રહાર આપે છે. પુરુષ પોતાને ભોક્તા માની સ્ત્રીને ભોગ્ય ગણે છે ને તેનાં શરીરમનને પાયમાલ કરી નાંખે છે આવી આવી વાત અનેક સ્થળેથી સંભળાય છે.

આ વાત છેક ખોટી છે એમ હું કહેતો નથી, પરંતુ સર્વત્ર આમ જ બને છે એ સ્વીકારવું મને મુશ્કેલ લાગે છે.

મેં કેટલેક સ્થળે સ્ત્રીને પુરુષ પર નિરંકુશ આધિપત્ય ભોગવતી જોઈ છે, પુરુષની સ્થિતિ ગુલામથી યે વધારે દયાપાત્ર ઘણે સ્થળે મારા જોવામાં આવી છે. પરંતુ એવા પુરુષ તરફથી ઝૂંડો લઈ કોઈ બોલતું નથી. સ્ત્રીને જરા એટલો અન્યાય થતો દેખાય તો બધી તરફથી તેનો વિરોધ કરવામાં આવે છે ને પુરુષને ગમે તેટલો અન્યાય થતો હોય તો એની તરફેણ કરનાર કોઈ નીકળી આવતું નથી. મૂંગે મોઢે જે થાય તે એણે તો ખમ્યા જ જવું.

સાસુવહુની લડાઈનાં ચિત્રો અનેકે દોર્યાં છે. તેમાં કોઇક સાસુની તો કોઈક વહુની દયા ખાય છે. પણ એમાં બિચારા પુરુષની સ્થિતિ કેવી થાય છે તેનો કોઇને વિચાર આવતો નથી. માનો પક્ષ ખેંચે તો એ માવડીમુખો ગણાય છે, વહુની તરફેણમાં બોલવા જાય તો એ વહુઘેલો ને નિર્બળ મનનો, અધમ ને સ્વાર્થી મનાય છે. બંનેને રાજી રાખવા જાય તો એકેને તેનાથી સંતોષ થતો નથી. બંનને લડવા દે ને પોતે તટસ્થતા સેવે તો એ ક્રૂર, સ્વાર્થી ને બેદરકાર ગણાય છે. પાડાની લડાઇમાં બિચારા પુરુષનો મરો થાય છે.

न स्त्री स्वातंत्र्यमर्हति । મનુએ એક વેળા લખી નાંખ્યું. બસ, એ પરથી સ્ત્રીસ્વાતંત્ર્યના સંરક્ષકો ઝૂંડો લઈ, પુરુષો કેવા અન્યાયી છે તે દર્શાવવા નીકળી પડયા છે. કેમ જાણે એક પુરુષે એકાદ વાકય કહ્યું હોય ને સર્વ કાલના સર્વ પુરુષોના સર્વ અભિપ્રાયનું સૂચક ન હોય !

આપણા સમાજમાં સ્ત્રીને સ્વતંત્રતા નથી, સ્ત્રીને ભણાવવામાં પણ નથી આવતી, સ્ત્રી કમાઇ શકે નહિ, સ્ત્રી રાજતંત્રમાં ભાગ લઇ શકે નહિ, સ્ત્રીને માત્ર ઘરનાંજ કામ સમાલવાનાં. પુરુષ ફાવે ત્યાં જાય, એને કોઇ પૂછનાર નહિ. એને કમાવાની

અને ખરચવાની પૂરેપૂરી સ્વતંત્રતા. એ જોઇએ તો ઘરનો કારભાર કરે, જોઇએ તો જાહેર કાર્યોમાં ભાગ લે. રાજતંત્ર તો બધું એનેજ હસ્તક. વેપાર પણ પુરુષો જ કરી શકે, સ્ત્રીઓ નહિ.

ખરી વાત છે. પણ એમાં સ્ત્રીને અન્યાય કરવાનો જ ઇરાદો પુરુષનો છે એ શી રીતે સિદ્ધ થાય છે? પુરુષને લાગ્યું, કદાચ ખોટી રીતે લાગ્યું, કે અમુક કાર્ય તો સ્ત્રી જ સારી રીતે કરી શકે એમ છે ને એણે એ કાર્ય સ્ત્રીને સોંપ્યાં તેમાં અન્યાય ક્યાંથી થયો? અને આજે સ્ત્રી પણ પુરુષોચિત મનાતાં કાર્યો કરી શકે એમ છે એમ માલમ પડતાં સ્ત્રીઓને પણ એવાં કાર્યો કરવાની છૂટ ક્યાં નથી મળતી?

છોકરાને ભણવા જવું પડે છે ને છોકરીને નથી જવું પડતું તેમાં જો કંઇ પણ અન્યાય થતો હોય તો છોકરાને અન્યાય થાય છે. પાંચપાંચ કલાક શાળામાં ગોંધાઈ રહેવું એ કંઇ ઇર્ષ્યા પ્રેરે એવી સ્થિતિ નથી. નાના છોકરાઓને આ અન્યાય સાલે છે પણ ખરો. 'બ્હેન ઘરમાં બેસી રહે, રમ્યા કરે ને અમારેજ નિશાળે જવાનું કેમ?' એમ એનો બાલઆત્મા પોકાર કરે છે. પુરુષને કમાવા જવું પડે છે તે પણ એની અદેખાઇ કરવા જેવું હોય એમ નથી લાગતું? ઉપરિ અધિકારીની ખુશામદ કરવી, એના ધક્કા ખાવા, આઠદશ કલાક ઘસડબોરો કરવો એવી સ્થિતિમાંથી સ્ત્રીઓને ઉગારી લેવાની ઇચ્છા રાખવી એ અન્યાય છે કે વધુ પડતો ન્યાય છે?

માનવસ્વભાવોચિત નબળાઇ સ્ત્રી બતાવે તો તે એને શોભારૂપ ગણાય, પુરુષ બતાવે તો એ બાયલા ગણાય. સ્ત્રીને અંધારામાં બીક લાગે તો તે સ્વાભાવિક મનાય, પુરુષ બીએ તો એ હાસ્યપાત્ર થાય. વસ્ત્રઅલંકાર આદિનો શોખ સ્ત્રીને માટે કુદરતી મનાય ને પુરુષ સારાં કપડાંલત્તાં પહેરે ને 'ફુલફટાક' થઇને ફરે તો એ

વગોવાય. પરાયા મનુષ્યની હાજરીમાં સ્ત્રીને બોલતાં શરમ લાગે તો તે સ્ત્રીને ઉચિત લેખાય, પુરુષ પરાયાની હાજરીમાં શરમાય તો એ સ્ત્રૈણવૃત્તિનો ગણાય. સ્ત્રી ઊંદર જોઇને ડરે તેમાં કંઈ ખોટું નહિ, પુરુષ સાપ પકડવાની ના પાડે તો એના પુરુષત્વને લાંછન લાગે. ધર્મના વિષયમાં પણ નિત્યકર્મો પુરુષ ન કરે તો એ પાપમાં પડે, સ્ત્રીને માથે કાંઇ ફરજ નહિ. પુરુષ પુણ્ય કરે તો તેમાં સ્ત્રી ભાગીદાર, એ પાપ કરે તો તેનો બોજો એણે એકલાએ જ ઊઠાવવાનો, એટલુંજ નહિ, પણ સ્ત્રી પાપ કરે તો તેમાં પુરુષનો ભાગ ખરો, પણ સ્ત્રી પુણ્ય કરે તો તેનો લાભ એને એકલીને મળે!

સાહિત્યમાં પણ સ્ત્રીપાત્ર તરફથી ઝુંડો ઉંચકનારા નીકળી આવે છે. ગ. મુનશીએ સુકન્યા ને મીનળને અન્યાય કર્યો છે એમ કહેનારા અનેક નીકળી આવ્યા. મીનળને એણે નીતિભ્રષ્ટ નથી ચીતરી, છતાં એવી ચીતરી છે એમ કદાચ તકરારની ખાતર માની લઇએ તોપણ, એક સ્ત્રી બગડે એટલે સાથે એક પુરુષ પણ બગડે જ, એ વાત ઘણાના ધ્યાન બહાર જતી રહે છે. મીનળને એમણે, ભ્રષ્ટ ચીતરી, અન્યાય કર્યો હોય, તો મુંજાલનું શું? મુંજાલને અન્યાય કર્યો છે એમ કેમ કોઇ કહેતું નથી? 'સાહિત્યની ઉપેક્ષિતાઓ' ઉપર રવીન્દ્રનાથ ટાગોરે મોટો લેખ લખ્યો છે. તેમાં સાહિત્યમાં અમુક સ્ત્રીપાત્રોને પૂરતો ન્યાય નથી મળ્યો એ તરફ એણે આપણું ધ્યાન ખેંચ્યું છે. પણ સાહિત્યમાં ઉપેક્ષિતાઓ છે તો ઉપેક્ષિતો પણ છે એ વાત એ કેમ ભૂલી ગયા છે તે સમજાતું નથી.

સ્ત્રીને માટે ખાસ સાહિત્ય સર્જાય છે, સ્ત્રી માટે ખાસ અઠવાડિક ને માસિક નીકળે છે. પુરુષ માટે ખાસ સાહિત્ય, અઠવાડિક કે માસિક કેમ નહિ? સ્ત્રીને માટે ખાસ વિષયો હોઇ

શકે તો પુરુષ માટે નહિ ?

સભાસ્થાનોમાં સ્ત્રી માટે ખાસ જુદી જગા રાખવામાં આવે છે, થિયેટરમાં પણ સ્ત્રીવર્ગ માટે અલાહેદી જગા હોય છે ને તેના ભાવ પણ ઓછા હોય છે. ટ્રામમાં પણ બાળક તથા સ્ત્રી માટે જુદી જગા રાખવામાં આવે છે. પુરુષની જગા પર સ્ત્રી આવીને બેસી જાય તો વાંધો નહિ, સ્ત્રી માટે રાખેલી જગાએ પુરુષથી ન જ બેસાય. રેલ્વેકંપની પણ સ્ત્રી માટે જુદો ડબ્બો જ રાખે છે. ગાડીમાં કે ટ્રામમાં ઘણી ભીડ હોય છે ત્યારે પુરુષો બિચારા ઊભા ઊભા મુસાફરી કરે છે, તે વેળા સ્ત્રીવર્ગ માટેનો ડબો તથા ટ્રામમાં એમને માટે રાખેલી બેઠક કેટલીક વાર ખાલી હોય છે; પણ તેનો ઉપયોગ પુરુષથી થઇ શકતો નથી.

પુરુષને આમ ચારે તરફથી અન્યાય થઈ રહ્યો છે. છતાં તે તે તરફ કોઈ સહાનુભૂતિ સરખી દર્શાવતું નથી. ઊલટું, કેટલેક સ્થળે સ્ત્રીને થતા અન્યાયોને આગળ કરી પુરુષોને તે સર્વ માટે જોખમદાર ઠેરવવામાં આવે છે.

ખૂબીની વાત એ છે, કે પુરુષે સ્ત્રીને અન્યાય કર્યો છે એમ પોકાર કરનારાઓમાં મોટો ભાગ પુરુષનો જ હોય છે. કેટલાક કુમારો કુમારીનું નામ ધારણ કરી પુરુષો પર પ્રહાર કર્યા જાય છે. અને હવે તો પુરુષોને પ્રસૂતિનો અનુભવ લેવા માટે પણ આગ્રહ કરવામાં આવે છે.

મહાપુરુષો સાથે તેમની માતાનાં ગુણ ગવાય છે. શિવાજી જોડે જીજીબાઈને પણ પ્રતિષ્ઠા મળે છે. વીર માતા કે વીરાંગનાનું માન, કંઈ પણ કર્યા વગર પુરુષના પરાક્રમને લીધે સ્ત્રી મેળવી શકે છે. પણ પરાક્રમી પુરુષોને માતા હતી, તેમ એમને પિતા પણ હતા એ તરફ કેમ કોઇનું લક્ષ જતું નથી ? સ્ત્રીએ નેપોલિયન ને શિવાજી જેવા વીરપુરુષો, શેક્સપિયર ને કાલિદાસ જેવ

સાહિત્યસમ્રાટો, બુદ્ધ ને ગાંધીજી જેવા સંતપુરુષોને જન્મ આપ્યો છે એમ કહેવામાં આવે છે ત્યારે એવા મહાપુરુષોને જન્મ આપનારી માતાઓ તરફ માનવૃત્તિ આપણી વધી જાય છે, પણ તે વેળા એટલું પણ યાદ રાખવાની જરૂર છે કે એ બધા જ મહાપુરૂષોના પિતા હતા ને તે બધા પુરુષ હતા. એ મહાપુરુષોને જન્મ આપવાનો જશ એમના પિતાને પણ થોડે અંશે તો મળવો જોઇએ !

પુરુષ સ્ત્રી પાસે ગુલામગીરી કરાવે છે, પણ સ્ત્રી પુરૂષને નિમિષમાં એક સ્મિત વડે કે એક કટાક્ષમાત્રથી ગુલામનો ગુલામ બનાવી દે છે તેનું શું ? જેને માણસાઇમાં લાવતા એક સ્ત્રીને– તેની માતાને વીસ વર્ષ લાગે છે તેને બીજી સ્ત્રી વીસ સેકંડમાં ઉલ્લુ બનાવી દે છે. બર્નાર્ડ શૉએ કહ્યું છે તેમ, 'પુરૂષ સ્ત્રીની જે ગુલામી કરી રહ્યો છે તે કરતાં પૃથ્વીમાં વધારે અધમ બીજું કાંઇ હશે ખરૂં ?'

સ્ત્રીને અજાણ્યે થએલા અન્યાયો દૂર થાય તે બહુ જરૂરનું છે. પણ તે સાથે સાથે પુરૂષને થએલા અન્યાયો છેક ભૂલી જ જવામાં આવે તો તે કોઈ રીતે હિતાવહ નથી.

સમાપ્ત

